# ઈસ્લામ




# એક ઝલક

સંપાદક

મુહંમદ ઈબ્રાહીમ મુસા અમરેલિયા

નિવૃત્ત જીલ્લા શિક્ષણાધિકારી




એપેક્ષ પ્રિન્ટર્સ

વેરાવળ-૩૬૨ ૨૬૫,

મો. ૯૯૦૪૧ ૨૯૫૪૮

# ઈસ્લામ ની એક ઝલક

સંપાદક

મુહમ્મદ ઈબ્રાહીમ મુસા અમરેલિયા
નિવૃત્ત જીલ્લા શિક્ષણાધિકારી

પ્રકાશક

એપેક્ષ પ્રિન્ટર્સ
વેરાવળ-૩૬૨ ૨૬૫,
મો. ૯૯૦૪૧ ૨૯૫૪૮

# ઇસ્લામની એક ઝલક


| | | |
|---|---|---|
| કિતાબનું નામ | : | ઇસ્લામની એક ઝલક |
| સંપાદક | : | મુહમ્મદ ઇબ્રાહીમ મુસા અમરેલિયા<br>ગિરનારી ફળિયા, અમરેલિયા ડેલી,<br>માંગરોળ, જી. જૂનાગઢ |
| કમ્પ્યુટર સેટીંગ | : | ફિરોઝ યુ. પટેલ (વેરાવળ) |
| વર્ષ | : | ઓગષ્ટ-૨૦૧૨ |
| પ્રત | : | ૧૦૦૦ |
| પ્રકાશન | : | ૨ |
| આવૃત્તિ | : | પહેલી |


## કિતાબ મેળવવાના સ્થળ

**એપેક્ષ પ્રિન્ટર્સ**
જૈન હોસ્પિટલ રોડ, વેરાવળ, મો. ૯૯૦૪૧ ૨૯૫૪૮

**નૂરાની કુતુબખાના**
મુ.પો.છાપી, જી. બનાસકાંઠા, પિન : ૩૮૫ ૨૧૦
ફોન : (૦૨૭૩૯) ૨૭૦૧૧૨

**ઇદારા ફૈઝૂલ કુર્આન**
મસ્જીદે ફલાહ, વેરાવળ, મો. ૯૨૨૮૧ ૨૮૭૨૩

**તૌહિદ કિતાબ ઘર**
બંદર દરવાજા, માંગરોળ, મો. ૯૮૨૪૭ ૮૭૮૦૮

# અનુક્રમણિકા

# તકરીઝ

બિસ્મિહિર્રહમાનિર્રહીમ

કિતાબ ''**ઈસ્લામની એક ઝલક**'' કા ગુજરાતી મસોદા બંદા કે પાસ હુસ્ને ઝન રખતે હુએ કુછ કિતાબ કે મુતઅલ્લિક લિખને કો ભેજા. બંદા કો ગુજરાતી સે ઝયાદા લગાવ નહીં હૈ. મગર મુહબ્બત સે ભેજા હુવા મસોદા થા. ઈસ લિયે કુછ ન કુછ ઝરૂર દેખને કા મૌકા મિલા. સૌરાષ્ટ્ર મેં વાકેઅ માંગરોલ એક તારીખી શહર હૈ. સાતવીં સ. હિ. કે બુઝૂર્ગ મખ્દૂમ જહાંનિયા જહાંગસ્ત (રહ.) કે ખલીફ-એ ખાસ મખ્દૂમ સિકંદર બિન મસ્ઉદ (રહ.) માંગરોલ હી મેં આકર બસ ગયે થે ઔર હમરાહ અપને બુઝૂર્ગો કે તબર્રૂકાત ભી લે આયે થે જો આજ ઈસી સિલસિલે કે સજ્જાદાનશીન સૈયદ મુહમ્મદ બિન અમીરમીંયા સાહબ મદ્દઝિલ્લહૂ હૈ ઔર અપને બુઝૂર્ગો કે તબર્રૂકાત ભી ઉન કે પાસ મહફૂઝ હૈં.

માશાઅલ્લાહ ! કિતાબ ''**ઈસ્લામની એક ઝલક**'' કે મુસન્નીફ **જનાબ મો.ઈબ્રાહીમ મુસા સાહબ** ઈસી માંગરોલ કે બાશિંદે હૈં જો જીલ્લા કી સરકારી તાલીમગાહમેં બડી પોસ્ટ પર રહે હૈં. જો આજકલ રિટાયર્ડ હૈ. ઉન કા દિલચસ્પ મોઝૂઅ તારીખ કા રહા હૈ. ઈસ દૌરાન દિલચસ્પ તારીખી મકાલાત તૈયાર કરતે રહે હૈં જીસ કી બિના પર એક મુખ્તસર તારીખી કિતાબ વુજૂદ મેં આ ગઈ હૈ. તારીખ હર દૌર મેં દિલચસ્પી કા મોઝૂઅ રહી હૈ. માઝી કા મુતાઅલા હાલ ઔર મુસ્તકબિલ કો બેહતર બનાને મેં બડા મદદગાર સાબિત હોતા હૈ. અલાવા અઝી તારીખ કા ઈલ્મ ઈન્સાન કે સિયાસી શુઉર કો ભી બેદાર કરતા હૈ. ઉસસે નિગાહમેં વુસ્અત ઔર ઝહનમેં કુશાદગી પૈદા હોતી હૈ. કૌમો કે ઉરૂજો ઝવાલ કી દાસ્તાન ભી ઉસી સે જુડી હુઇ હૈ. બહરહાલ **જનાબ મુહમ્મદ ઈબ્રાહીમ મુસા સાહબ** કી તારીખી કિતાબ દિલચસ્પ માલૂમાત સે લબરેઝ હૈ. ઉન કા યહ શૌકો-ઝોક કાબિલે કદ્ર હૈ. ઉમ્મીદ હૈ કે શાયેકીન ઈસ કિતાબસે ઝયાદા સે ઝયાદા મુસ્તફીદ હોંગે. મુસન્નીફ કી ઈસ્લામ ઔર મુસલમાનોંસે મુહબ્બત ઔર તારીખી દિલચસ્પી કો બારી તઆલા કુબૂલ ફરમાએ ઔર મઝીદ કારે ખેર કી તૌફિક ઈનાયત કરે...આમીન....

**મુફ્તી મુહમ્મદ કીંડ્રોલ્વી**
**મુઅર્રિખે ગુજરાત, તા. સિદ્ધપુર, જી. પાટણ**

ઈસ્લામની એક ઝલક

# પ્રસ્તાવના

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહીલ કરીમ...

અલ્લાહ જલ્લે શાનુહૂ પોતાની સૃષ્ટિ (મખ્લૂક) તરફ એક માતા પોતાના બાળક પ્રત્યેના પેમ કરતા ૭૦ ગણો પ્રેમ ધરાવે છે. પાલનહારે સૃષ્ટિના માનવોને ઉચ્ચતમ સ્થાન આપ્યું છે. માનવના માર્ગદર્શન માટે તેમણે હઝરત આદમ (અલૈ.) થી હઝરત મુહમ્મદ ﷺ સુધી લગભગ સવા લાખ પોતાના ખાસ બંદાઓને નબી અથવા રસૂલ તરીકે મોકલ્યા. અલ્લાહના હુકમો અને જે તે સમયના નબી ﷺ ના માર્ગદર્શન (શરીયત) ઉપર ચાલી દુનિયામાં ચૈન, સુકૂન, રાહતવાળી જીંદગી મેળવવા અને મૌત પછી કાયમી જીંદગીમાં કામિયાબી પ્રાપ્ત કરવા તમામ નબી અને રસૂલોએ પોતાની જીંદગીને નમૂનારૂપ રજૂ કરી પોતાના જાન, માલ અને વકત ખર્ચી રાહે હક રજૂ કર્યો.

હઝરત મુહમ્મદ ﷺ ની મુબારક જીંદગી માનવજાતની ભલાઇ માટે વપરાઇ છે. આપના પછી આપના સહાબા (રદી.) અને તેમના અનુગામીઓ દૂર-દૂરના વિસ્તૃત પ્રદેશોમાં જઇ ત્યાંના સમાજમાં ઠરીઠામ થઇ બેઠા. પોતાના જાન, માલ, વકત લગાડી ઉચ્ચ પાયાની કામગીરી કરેલ છે. આ સંતો કદી પોતાના વતનમાં પરત ન થયા, પણ જયાં-જયાં ગયા ત્યાં જ પોતાની કબરો બનાવી. આ ફકીરો દ્વારા જયાં-જયાં ઇસ્લામની રોશની થઇ ત્યાં-ત્યાંના સમાજમાં ગુલામો, કચડાયેલાઓ અને શોષિતો પ્રત્યેની કુર્આન શરીફની દોરવણીએ પીઠબળ તરીકે કામ આપ્યું છે.

આ પુસ્તકની શરૂઆતના પ્રકરણોમાં ઇસ્લામના સિદ્ધાંતો અને તેનું પાલન કરી અલ્લાહની મ'અરિફત (ઓળખ) મેળવેલ સહાબા, તાબેઇન, તબે-તાબેઇન અને ઔલિયા અલ્લાહની ૧૪૪૦ વર્ષથી ચાલી આવતી એક હરોળને ટૂંકમાં દર્શાવવા નમ્ર પ્રયત્ન છે. પછીના પ્રકરણોમાં રાજયો દ્વારા જગતને મળેલ સુખ, ચૈન અને સવલતો માટે થયેલા પ્રયત્નો દર્શાવ્યા છે. આ બાબતોને ભૂલવવા પ્રયત્નો થાય છે. સારું જોવું જ નહીં, નામ આવતા જ નકારાત્મક ભાવો કાઢવા એ પોતાને અને માનવજગતને નુકસાન કરે છે. હકારાત્મક ભાવ અને સતમાર્ગે ચાલવાની અલ્લાહ તઆલા સૌને તૌફિક આપે. આમીન....

**ખાસકાર**

**મુહમ્મદ ઈબ્રાહીમ અમરેલિયા**

# ઈસ્લામ સમસ્ત પ્રજા માટે રહેમત

ખુદા વિષે મુસલમાનોનો દષ્ટિકોણ છે કે તે માત્ર મુસલમાનોનો ખુદા નથી, પરંતુ સમસ્ત સૃષ્ટિનો સર્જનહાર અને માલિક છે. અને આ વિચાર મુસલમાનોનો સમસ્ત માનવજાત સાથે એકસરખો વ્યવહાર અને મૈત્રી કરવાનું શીખવે છે. ઈસ્લામના ઉચ્ચતમ ધ્યેયની હકીકત તમામ સૃષ્ટિની સેવા કરવાનું છે. એટલે કે દુનિયાના લોકોની સેવાનું નામ ઈસ્લામ છે. એક સાચો મુસલમાન ઈસ્લામી શિક્ષણને ભુલીને કયારેય પણ પોતાની સેવાકીય પ્રવૃત્તિ ફકત મુસલમાનો માટે જ મર્યાદિત સિમીત કરી શકતો નથી.

રસુલુલ્લાહ ﷺ ના પવિત્ર જીવનમાં આ વાત હંમેશા દેખાય છે. આપ ફકત મુસલમાનોના નહી, પરંતુ સમસ્ત સૃષ્ટિનાં પયગંબર છે. જયારે મક્કાના કુરેશો આપ ﷺ પર કિચડ ફેંકતા હતા, નમાઝની સ્થિતિમાં આપ ﷺ પર ઊંટની હોજરી નાખી ગુંગળાવી નાંખતા, આપને ઝખ્મી કરી દેતા છતાં આપે કદી ફરિયાદ કરી નથી, પરંતુ તેમના માટે દુઆ કરેલ છે. યહૂદીઓની શરારતો વિચિત્ર હતી. હઝરત ﷺ ને ત્યાં મહેમાન તરીકે આવતા અને જતી વખતે પથારીમાં ઝાડા કરી હઝરત ﷺ ને મુશ્કેલીમાં મૂકવાનો આનંદ લેતા, પરંતુ આપે કયારેય પણ ખરાબ લગાડેલ નથી. આપે તે ગંદકીને પોતાના પવિત્ર હાથે સાફ કરેલ છે. આપ ﷺ સમક્ષ રજૂ કરવામાં આવેલ યુદ્ધ કેદીઓ સાથે ખૂબ નરમીથી વ્યવહાર કરતા અને સહાબાને હિદાયત કરતા કે કેદીઓની જરૂરિયાતો અને આરામનો પૂરેપૂરો ખ્યાલ રાખવામાં આવે. મતલબ કે આપ ﷺ નું પવિત્ર જીવન માત્ર મુસલમાનો માટે નહી, પણ સમસ્ત સૃષ્ટિ માટે સંપૂર્ણ રહેમત છે. તેથી જ આપ ફકત મુસલમાનોનાં નહી, પણ સમસ્ત સૃષ્ટિનાં પયગંબર છે.

મક્કાના કુરેશીઓએ આપને અનેકાનેક યાતનાઓ આપી પોતાના પ્યારા વતન મક્કામાંથી હિજરત કરવાની ફરજ પાડી. એટલું જ નહિં, મદીનામાં પણ સુખે રહેવા ન દીધા અને વારંવાર મદીના પર હલ્લા કર્યા. નબી ﷺ ના કુટુંબીઓ અને તેમના સાથીઓ પર પારાવાર ઝુલ્મો કર્યા જેનો જોટો જગતમાં મળવો મુશ્કેલ છે. તેથી મક્કા ફતેહ કર્યા પછી કાફિરો ભયભીત હતા કે આપ ﷺ તેમની સાથે કેવો વ્યવહાર કરશે ! પરંતુ હુઝૂર ﷺ એ પોતાના કટ્ટર દુશ્મનોથી પણ બદલો લીધા વગર તમામને માફીનું એલાન કરી આપ્યું, કારણ કે તેઓ બદલો લેવા માટે નહિં, સમસ્ત સૃષ્ટિની સુધારણા માટે જન્મેલા છે.

હુઝુર ﷺ એ માનવની સલામતી અને કાયમી સફળતા માટે ઈસ્લામી શરીઅત આપી એ ફકત મુસલમાનો માટે નથી, સમસ્ત માનવજાત માટે છે અને દુનિયાએ હુઝૂર ﷺ એ આપેલ શરીઅતથી ખૂબ જ ફાયદો મેળવ્યો છે અને જગત આજે પણ ઈસ્લામી

નિયમોથી ફાયદો મેળવી રહ્યું છે જે ઈસ્લામી નિયમોનો ચમત્કાર છે.

ઈરાન, રોમ, સ્પેન, એશિયા અને આફ્રિકા જગતની તમામ પ્રજાઓએ સીધી કે આડકતરી રીતે ઈસ્લામી સંસ્કૃતિનો લાભ મેળવેલ છે. ઈતિહાસને ઉંડાણપૂર્વક મુલવવામાં આવે તો જણાશે કે દુનિયામાં કોઈ એવો હિસ્સો બાકી નથી જેણે ઈસ્લામથી ફાયદો ન મેળવ્યો હોય. એ જુદી વાત છે કે ઈસ્લામથી સાંસ્કૃતિક, સામાજિક, વ્યવસાયિક, આધ્યાત્મિક, રાજકીય, વહીવટી દરેક ક્ષેત્રે મેળવેલ ફાયદાઓનો ભલે બહુ ઓછો સ્વીકાર કરવામાં આવતો હોય, છતાં પણ દુનિયામાં એવા ન્યાયિક વિચારવંત વિદ્વાનો અસ્તિત્વ ધરાવે છે જે ઈસ્લામની ખૂબીઓનો ખુલ્લા દિલથી સ્વીકાર કરે છે.

એક ફ્રેન્ચ વિચારક જણાવે છે કે "ઈસ્લામની ઉચ્ચ વિચારસરણી અને શૈક્ષણિક સિધ્ધિઓથી આખી દુનિયાએ ફાયદો મેળવેલ છે. ખાસ કરીને યુરોપે તો ઈસ્લામથી ઘણું શીખ્યું છે. મુસલમાનોનું ચારિત્ર્ય, મુસલમાનોની સંસ્કૃતિ, મુસલમાનોનું શિક્ષણ અને તેમની વૈજ્ઞાનિક શોધો સદીઓ સુધી યુરોપના લોકોની માર્ગદર્શક બની રહેલ છે. ઈસ્લામનો પ્રકાશ સ્પેન મારફત યુરોપમાં ન પહોંચ્યો હોત તો યુરોપ લાંબા સમય સુધી અજ્ઞાનતામાં રહ્યું હોત."

હકીકતે ઈસ્લામના આગમનનો ધ્યેય દુનિયાના માર્ગદર્શક બનવાનું છે. ઈસ્લામના ઉદયથી દુનિયાની રાજકીય વ્યવસ્થામાં પરિવર્તન આવ્યું. શાસકોનો ડર મોટા ભાગે દૂર થયો. તે જ રીતે દુનિયાના યુધ્ધના નિયમો બદલાઈ ગયા, ઈસ્લામની પહેલા યુધ્ધ કેદીઓને કાં તો આગમાં નાંખીને બાળી નાખવામાં આવતા અથવા તેમને અનેકાનેક યાતનાઓ આપી આખરે પૂરા કરી દેવામાં આવતા હતા. ઈસ્લામના ઉદય પછી કેદીઓની સાથે યોગ્ય વર્તન થવા લાગ્યું અને આજે દુનિયાના દરેક ભાગોમાં યુધ્ધ કેદીઓની પરસ્પર આપ–લે થાય છે. તથા સદ્વર્તનના જે નિયમો બનેલ છે તે ઈસ્લામની જ દૈન છે. ઈસ્લામના આગમને ખાસ કરીને ગુલામીને ખત્મ કરવાની શરૂઆત કરી તેથી જ આજે દુનિયામાં કોઈ માલિક નથી કે કોઈ ગુલામ નથી. સ્ત્રીઓને તેમની પરિસ્થિતિ સુધારવામાં ઈસ્લામનો મોટો ફાળો છે. ઈસ્લામ પહેલા બાળકીનો જન્મ બોજ ગણાતો, બાળકીને મારી નાખવામાં આવતી, સ્ત્રીઓનો દરજ્જો ગુલામથી બદતર હતો, તેમને વારસાઈ હક્ક ન હતા, તેમને છુટાછેડાના (ખુલઅ)ના હક્ક ન હતા. સ્ત્રીઓને છુટા છેડાના હક્કો અને વારસાની હકકદાર બનાવવામાં આવી તેમજ સામાજિક, શૈક્ષણિક અને કૌટુંબિક વ્યવસ્થાના તેમને ખાસ હકકો આપવામાં આવ્યા. ઈસ્લામના આગમનથી જગતના દરેક ક્ષેત્રે પરિવર્તન થયું.

ઈસ્લામના ઉદ્ભવે માત્ર મુસલમાનો જ નહિં, પરંતુ સમસ્ત માનવજાતને એટલા

બધા આભારી કર્યા છે કે તે આભારને માનવજાત કયામત સુધી ભૂલી શકશે નહિં....

# ઈસ્લામની એક ઝલક

ઈસ્લામ પહેલા માણસોનો રંગ, જન્મ અને કુળ અનુસાર ઊંચ–નીચ અને વિકસેલ તેમજ પછાત વર્ગોમાં વહેંચાયેલા હતા. દરેક નિમ્ન અને પછાત વર્ગને ઉચ્ચ વર્ગની ગુલામી વેઠવાની હતી. ઈસ્લામે આ બધા વર્ગોને મિટાવીને સમસ્ત માનવજાતને એક સરખા કરી દીધા. ઉચ્ચ વર્ગના માનવ માટેની પરખ જન્મ અને કુળને બદલે તકવા અને પરહેઝગારીને માન્ય કર્યા. કુર્આન મજીદનો ઈર્શાદ છે કે "લોકો મે તમને નર અને માદામાંથી પેદા કર્યા અને તમારા વંશ તથા કુળ એટલા માટે બનાવ્યા કે તમો એકબીજાથી ઓળખાઈ શકો, અલ્લાહની નજીક તમારામાંથી સૌથી સારો એ માણસ છે કે જે સૌથી વધારે તકવાવાળો છે."

નબી ﷺ એ ઉચ્ચ કુળમાં જન્મેલા અને ઉચ્ચ કુટુંબના નબીરા તરીકેના અભિમાનો નષ્ટ કર્યા. આપે ફરમાવ્યું "માણસના બે જ પ્રકાર છે કાં તો મોમીન અને ખુદાતરસ અથવા તેનો નાફરમાન તમો બધા આદમની ઔલાદ છો અને આદમ મિટ્ટીથી બન્યા હતા."

આપે માનવસમાજના ઐકયને લગતો ઉલ્લેખ આખરી ખુત્બામાં કર્યો છે, "લોકો તમારો પરવરદિગાર એક છે ને તમારો બાપ એક છે તમે આદમની ઐલાદ છો અને આદમ માટીથી બન્યા હતા. ખુદા સમક્ષ તમારામાંથી સૌથી માનવંતો પુરૂષ એ છે કે જે સૌથી વધારે ખુદાતરસ છે."

આ જાહેરનામાએ હસબ, નસબ, રંગ, નસલ, ઊંચ, નીચ અને માલિક ગુલામના સર્વે ભેદ મિટાવીને બધા માનવને સરખા કરી દીધા. સલમાન ફારસી, હબીબ રૂમી અને બિલાલ હબસી જે જુદા–જુદા કુળમાં જન્મેલ અને ગુલામ હતા, તેઓ કુરૈશના સરદારો સમકક્ષ થઈ ગયા અને પોતાના તકવાના પરિણામે તેઓમાંના ઘણાએ ઉચ્ચ સ્થાન મેળવ્યા.

નબી ﷺ પોતાની જાત માટે પણ મોટાઈ પસંદ ન કરતા. સાહબાએ કિરામ (રદિ.) સુદ્ધાંને પોતાના માન માટે ઉભા થવાની મના કરી દીધી હતી. આપના ખાસ ખાદીમ હઝરત અનસ (રદિ.)નું બયાન છે કે, રસુલુલ્લાહ ﷺ પોતાની તા'ઝિમ માટે લોકોનું ઉભા થવું પસંદ કરતા નહી અને તેથી સાહબાએ કિરામ ઉભા નહોતા થતા.

સામાન્ય લોકોની વચ્ચે આપ ﷺ એવા મળીને બેસી જતા કે નવા આગંતુકને ખબર ન પડી શકતી કે સરકારે દોઆલમ ﷺ કોણ છે. એક પ્રસંગે આપે ફરમાવ્યું ખુદા એ બંદાને પસંદ નથી કરતો જે પોતાના સાથીઓમાં મુમતાઝ બનવાની કોશિષ કરે છે.

સાહબાએ કિરામ (રદિ.) એ પણ આ બાબત હંમેશા નજર સમક્ષ રાખી.

હઝરત ઉમર (રદિ.) ઉચ્ચ માણસ માટે એવો માર્ગ પસંદ ન કરતા જેથી એક નિમ્ન કક્ષાનો અને બીજો ઉચ્ચ કક્ષાનો દેખાય. અમલી સબક શીખવવા આપ ફકીરો અને અનાથોની વચ્ચે જઈ ખાણું લેતા. ફરમાવતા કે "એ લોકો પર ખુદાની લાનત હજો જે ગરીબો અને અનાથો સાથે બેસીને જમવામાં હિનતા અનુભવે છે."

સિરીયાનો એક મોટો અમીર જબલા મુસ્લિમ બની ચૂકયો હતો. તવાફ કરતા તેની ચાદરનો છેડો એક માણસનાં પગ નીચે આવી ગયો હતો. જબલાએ તેના મોંઢા પર એક થપ્પડ ચોડી દીધી. પેલા માણસે પણ બરાબરનો પ્રત્યુત્તર વાળ્યો. જબલાએ હઝરત ઉમર (રદિ.)થી ફરિયાદ કરી. આપે જવાબ આપ્યો કે તેમાં ફરિયાદ શું ! જેવું તમે કર્યુ તેવું મેળવ્યું. તેને આ જવાબથી નવાઈ લાગી. તેણે કહ્યું અમારાથી જે માણસ ગુસ્તાખી કરે છે તેની સજા મોત હોય છે. હઝરત ઉમર (રદિ.)એ જવાબ આપ્યો કે બરાબર, જાહિલીયતના જમાનામાં ચોક્કસ એમ જ હતું પરંતુ ઈસ્લામે સૌને સરખા કરી દીધા. જબલાએ જવાબ વાળ્યો જો ઈસ્લામ એવો ધર્મ હોય જે સદગૃસ્થ અને હલકા વર્ણની કિંમત ન સમજે તો હું તેવા ધર્મથી તંગ આવી ગયો. તે મુર્તદ બની કોન્સ્ટાટીનોપલ ચાલ્યો ગયો. પરંતુ હઝરત ઉમર(રદિ.) એ તેના તરફ ધ્યાન આપ્યું નહી.

હકીકતમાં કચડાયેલા અને ભિંસાતા લોકોને ઈસ્લામ જેટલી કોઈપણ ધર્મએ ઉચ્ચ યોગ્યતા આપી નથી. તે અરસામાં સૌથી વધુ કચડાયેલા ગુલામો હતા, તેમને કોઈ પ્રકારના હક્કો ન હતા. તેમનું કામ ચૂં યા ચર્યા વગર માલિકની આજ્ઞામાં રહેવાનું હતું તેમની પાસેથી અસહ્ય કામ લેવામાં આવતું હતું. નાની–નાની ભૂલો પર સખત સજા આપવામાં આવતી હતી, પરંતુ ગુલામી એ સમાજમાં એવી વણાઈ ગઈ હતી કે તેના વગર સામાજિક માળખુ વેરવિખેર થઈ જાય તેમ હતું. તેથી ઈસ્લામે તે પ્રથાનો નાશ તો ન કર્યો. પરંતુ તેની તમામ ખરાબીઓ દૂર કરી આપી. ગુલામને કુટુંબનો સભ્ય નક્કી કર્યો, તેની સાથે દરેક પ્રકારે નમ્રતા અને સદ્દ્વ્યવહાર કરવાની તાકીદ આપી. કુર્આન શરીફમાં મા–બાપ સાથે સદ્દ્વ્યવહારના હુકમની સાથે–સાથે ગુલામો સાથે પણ સદ્દ્વ્યવહારનો હુકમ આપ્યો.

રસુલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું "લોંડી–ગુલામ તમારા બહેન–ભાઈ છે. ખુદાએ તેમને તમારા હસ્તક કર્યા છે તેથી તમારી ફરજ છે કે જે તમે ખાઓ તે જ તેને ખવડાવો. તેમની પાસેથી એવા કામ ન લો જે એમની શકિત બહાર હોય, એવા કામમાં તેમની મદદ કર્યા કરો. (બુખારી શરીફ)

એક બીજી હદીષમાં છે "તમો બધા ખુદાના લોંડી–ગુલામ છો અને તમારી

સ્ત્રીઓ તેમની બાંદીઓ છે. એટલે લોંડી–ગુલામને લોંડી–ગુલામ ન કહ્યા કરો, પણ મારો દીકરો, મારી દીકરી અથવા મારો છોકરો, મારી છોકરી કહ્યા કરો."

## ભારત અને અરબસ્તાનના વેપાર સંબંધમાં ગુજરાત

ભારતનો અન્ય દેશો સાથેનો સંબંધ જળમાર્ગે હતો અને ગુજરાત એ માર્ગોની ચાવી સમાન હતું. આથી ભારત અને અરબસ્તાન વચ્ચેનો વેપાર તેમજ અન્ય સંબંધોની શરૂઆત ગુજરાતની ભૂમિ ઉપર જ થઈ હતી. અરબસ્તાનથી જે વિદ્વાનો ભારતમાં સમુદ્ર માર્ગે આવતા તે પ્રથમ અહીં જ ઉતરતા. તક મળતી તો આગળ વધતા. નહીતર અહીથી જ પાછા ફરતા. ભારતમાંથી જે વિદ્વાનો અરબસ્તાન જતા તે અહીથી જ જતા. બીજા મુલ્કોમાંથી જે અજાયબી ભરેલી ચીજો આવતી તે પ્રથમ અહી જ પહોંચતી, હજ્જ માટે હજારો લોકો આ જ માર્ગેથી રવાના થતાં.

આ બધુ ગુજરાતના ભૌગોલિક સ્થાનને આભારી હતું. તેના કુદરતી સ્થાને વેપાર માટે આરબોને પૂરતી સગવડ આપી હતી. એ ભાગ ભારતના પશ્ચિમ કિનારે આવેલો છે. અરબી અને ફારસી બોલનારી પ્રજાના દેશો સાથે સંબંધ જોતા ગુજરાતની સામે ઉમ્માન આવેલું છે. જેની જમણી તરફ ઈરાનનો અખાત અને ડાબી તરફ યમન છે. એડન યમનનું પ્રાચીન બંદર હતું.

વળી, ગુજરાત અખંડ ભારતના અંદરના લગભગ મોટા ભાગો સાથે સારી રીતે જોડાયેલ હતું. કચ્છના રણ મારફત સિંધનો રસ્તો ખુલ્લો હતો. એ જ પ્રમાણે દક્ષિણમાં પણ સમુદ્ર તેમજ જમીન માર્ગે જવાતુ હતું. પૂર્વમાં મારવાડ, માળવા, ખાનદેશ તેમજ અંદરના ભાગો સાથે પણ સારો વેપાર સંબંધ ચાલતો હતો. ત્યાંનો માલ ગુજરાતના બંદરોથી બહાર જતો અને ત્યાં આવતો.

વળી, એની ફળદ્રુપતાનું તો પૂંછવું જ શું ? એની પેદાશ તો જાણે સોનું છે. ઈતિહાસકારોએ એને ભારતનો બગીચો કહ્યો છે. ઔરંગઝેબે કહ્યું છે કે "ગુજરાત ભારતનું આભૂષણ છે." એની સુંદરતા અને ખૂબીઓએ વેપારીઓ અને દરેક રાજય કર્તાને મોહિત કર્યા હતા. વેપારીઓ ગુજરાત તરફ દોડી આવતા અને રાજયકર્તાઓ પોતાનો કાબૂ જમાવવા કોશિષો કરતા. આ જ કારણથી વિવિધ પ્રજાઓની સંસ્કૃતિ અને સભ્યતાના ચિહ્નો અહી મળે છે.

### ગુજરાતના બંદરો ::–

ચેમુર, ખંભાત, ગંધાર, ભાળભૂત, થાણા, દિવ અને સુરત ગુજરાતના મુખ્ય

બંદરો હતા. વહાણો ગુજરાતનાં બંદરોથી નીકળી, બસરા, સૈરાફ, બહરૈન, કતીફ, એડન, યમન, જિદ્દાહ વગેરે બંદરોએ જતાં. આ બંદરો હોવાના કારણે મિસર અને સિરીયાના શહેરોમાંથી નીકળી જમીન માર્ગે રાતા સમુદ્રના કિનારે યમન પર્યંત વેપારીઓ પહોંચતા. અહીથી સઢવાળા વિવિધ કદના જહાજોમાં બેસી સમુદ્રના કિનારે–કિનારે હઝરમવ્ત, ઉમ્માન, બહરૈન અને ઈરાકનો કિનારો વટાવી ઈરાનના અખાતમાં થઈ, ઈરાનનો કિનારો પસાર કરીને બલુચિસ્તાનના બંદરે ઉતરી પડતાં. અથવા તો આગળ કાઠિયાવાડ અને ગુજરાતના માંગરોળ, ખંભાત, થાણા વગેરે બંદરોએ આવતા.

**– સૈયદ સુલેમાન નદવી (રહ.) 'આરબો હિંદકે તઆલ્લુકાત'**

જળમાર્ગે જે આરબો સમૂહમાં ગુજરાત પર્યંત આવતા તે અહી જ અટકી જતા એવું ન હતું. કેટલાંક હિંદી મહાસાગરમાંથી પસાર થઈ હિમ્મત અને ધીરજથી ચીનની પૂર્વ સિમા પર્યંત પોતાનો માલ–અસબાબ લઈ પહોંચતા અને તેમાં વેપાર કરવા લાયક માલ ગુજરાતમાંથી પણ લઈ જતાં. તે પછી પાછા વળતા ચીન તથા ભારતનો બીજો માલ ખરીદી યુરોપ તેમજ આફ્રિકા સુધી પહોંચાડતા. જતાં કે આવતાં રસ્તામાં વેપાર, વેચાણ, ખરીદી સાધનસામગ્રી અને મીઠા પાણી માટે તેમને ગુજરાતમાં બંદરે થોભવું પડતું.

**વેપારી આરબો ::–**

ગુજરાતના આરબોનો વસવાટ શરૂ થયો તેનું પ્રથમ કારણ વેપાર–વાણિજય માટેની તેમની આવ–જા હતી એટલે કે તેઓ શાસક નહી પણ શાશિત થવા આવ્યા હતા. આ રીતે શરૂઆતમાં આરબોનો મુખ્ય ધ્યેય વેપારનો હતો.

યમન અને કિનારાના અન્ય સુબા બાદ કરતાં અરબસ્તાનનો મુલ્ક સૂકો છે. આ મુલ્કનાં રહેનારાઓને ફરજીયાત વેપાર કરવો પડે છે. આથી એ દેશના ઈતિહાસની શરૂઆતનો પતો મળે છે ત્યારથી આરબોની વેપાર કરવાની કાબેલિયત દેખીતી માલુમ પડે છે. જેમ કે ઈ.સ.પૂ. લગભગ દોઢ–બે હજાર વર્ષ અગાઉ હઝરત યુસુફ (અલૈ.)ને જે વેપારી કાફલાએ મિસર પહોંચાડયા હતા તે આરબનો કાફલો હતો. એટલે કે આરબો ઘણાં જ પ્રાચીન સમયથી દરિયાઈ તેમજ જમીનમાર્ગે વેપાર કરતા હતા. મુસલમાન બન્યા તે અગાઉથી તેઓ ભારતના સંસર્ગમાં આવ્યા હતા.

આરબોના હિંદ તથા ગુજરાત સાથેના જૂના વેપારી સંબંધોનો આધાર પૂરાવો બાયબલમાં પણ જોવા મળે છે. ઈ.સ.પૂ. ૨૦૦૦ માં આ સંબંધો ચાલુ હતા એવા આધારભૂત તવારીખી હવાલા આપણને જોવા મળે છે.

ઈ.સ.પૂ. ૧૭૦–૧૦૦ માં મલબાર કાંઠામાં આરબો એટલી બધી સંખ્યામાં

વસ્યા હતા અને તેઓ મલબાર કાંઠાની પ્રજાના એટલા ગાઢ પરિચયમાં આવ્યા હતા કે લગભગ મલબાર કાંઠાની સઘળી જનતાએ તેમનો ધર્મ સ્વીકારી લીધો હતો.

[બોમ્બે ગેઝેટીયર વો.૯, ભાગ–૨, પૃષ્ઠ–૧]

એવી રીતે ઈ.સ.ની શરૂઆતથી જ સેંકડો આરબ સોદાગરો ભારતના પશ્ચિમ તેમજ પૂર્વનાં બંદરો ઉપર આવીને ઉતરતા હતા. ખાસ કરીને પશ્ચિમમાં ચૌલ, કલ્યાણ અને સોપારા બંદરો ઉપર અને મલબાર કિનારા ઉપર અનેક આરબો રહેતા હતા એવું ઈતિહાસમાંથી જાણવા મળે છે.

બીજા ખલીફા ઉમર બીન ખત્તાબ (રદી.) (ઈ.સ. ૬૩૪ થી ૬૪૩) એ ઉસ્માન બિન અબૂ આસ સકફી બહરૈન અને ઉમ્માનના હાકિમ નિમ્યા હતા. તેમણે પોતાના ભાઈ હકમ બિન અબૂ આસ સકફીને બહરૈન મોકલ્યા અને પોતે ઉમ્માન ગયા. વલ્લભીરાય ધ્રુવસૈન (ઈ.સ. ૬૨૦–૬૪૦) ના અમલ દરમ્યાન ઈ.સ. ૬૩૬ માં હકમ બિન અબૂ આસ સકફીની સરદારી નીચે ઉસ્માન બિન અબૂ આસ સકફીની આજ્ઞાથી આજના મુંબઈ પાસે આવેલા થાણાં ખાતે (તાના) ભારતમાં પ્રથમવાર મુસલમાનોની જળસેનાએ દેખા દીધી હતી. વિજય કરી એ ફૌજ પાછી ફરી હતી એ માટે ખલીફા ઉમર (રદિ.)ની પરવાનગી માંગવામાં આવેલ ન હતી. તેથી તેમણે ઉસ્માન બિન અબૂ આસ સકફીએ પત્ર દ્વારા કરેલ જાણના જવાબમાં બહરૈનના હાકિમ પર જવાબ લખ્યો હતો કે "બિરાદર સકફી ! તેં કાષ્ઠમાં કીડો મૂકયો છે પરંતુ અલ્લાહના કસમ ! જો મારા માણસોમાંથી કોઈનું મૃત્યુ થયું હોત તો તારા કબિલામાંથી હું તેટલી જ સંખ્યામાં કતલ કરાવત.

આ ઉપરથી જણાય છે કે દરિયાઈ હુમલા માટે હઝરત ઉમર (રદિ.) રાજી ન હતા.

"આ જ વર્ષે હકમ બિન અબૂ આસ સકફીએ એક સૈન્ય દરિયા વાટે ભરૂચ મોકલ્યું. તેના સરદાર હઝરત હકમ (રદિ.) હતા અને બીજા ભાઈ હઝરત મુગયરા (રદિ.)ને દેવલ મોકલ્યા જયાં તેઓએ જીત મેળવી."

"ઈલિયટ કૃત હિસ્ટરી ઓફ ઈન્ડીયાના ભાગ–૧, પાના–૧૧૬માં પણ આ હુમલાની નોંધ જોવા મળે છે. આ સમયે મલખેડમાં હર્ષવર્ધનનો પરાજય કરનાર પૃથ્વી વલ્લભ પુલકેશી બીજો હતો અને ભરૂચમાં મહાંસામંત રજાદદની હુકૂમત હતી અને વલભી કે સૌરાષ્ટ્રમાં મૈત્રકવંશી ધ્રુવસેન ૪થાનું રાજય હતું".

આમ, આરબ વેપારીઓ વિદ્વાનોનો સંપર્ક આરબો અને ગુજરાત સાથે પ્રથમથી જ હતો. લશ્કરી ઘર્ષણ ત્યારપછી થયા છે.

વલ્લાહો આલમ..

# હઝરત ઉસ્માન બિન અબુલ આસ સકફી (રદી.)

નામ ઉસ્માન અને કુનિયત અબૂ અબ્દુલ્લાહ હતી. હઝરત ઉસ્માન સકફી (રદી.)ના ઘર અને નબી ﷺ વચ્ચે નિકટના સંબંધો હતા. સગા–સ્નેહીઓની જેમ એકબીજાના ખાનદાન વચ્ચે અવર–જવરના સંબંધો હતા.

તાઈફથી ઈસ્લામની સમજ અર્થે ૭૦ જેટલા માણસોનું પ્રતિનિધિ મંડળ મદીના શરીફ નબી ﷺ પાસે ગયું હતું. તેમાં હઝરત ઉસ્માન બિન અબુલ આસ પણ હતા. ત્યારે આપ કુમળી વયના યુવાન હતા.

આ પ્રતિનિધિ મંડળનો જયાં ઉતારો હતો ત્યાંનો સામાન સાચવવા તેઓ હઝરત ઉસ્માનને મૂકી નબી ﷺ સાથે વાટાઘાટ કરવા જતા હતા. રાત્રે નબી ﷺ આ ઉતારા ઉપર જાતે પધારતા હતા. નબી ﷺ ને મળવાની હઝરત ઉસ્માને અનોખી યુકિત શોધી કાઢી. બપોરે પ્રતિનિધિ મંડળના માણસો ઉતારા ઉપર આવી જતા હતા ત્યારે ધીમે રહી હઝરત ઉસ્માન નબી ﷺ ની સેવામાં પહોંચી જતા, ઈસ્લામ સંબંધી શાન–ભાન મેળવતા તથા કુર્આન પઢતા. આમ આપ ﷺ ની મુબારક સોહબતમાં જ હઝરત ઉસ્માન સકફીએ કેટલીક સૂરતો મોંઢે કરી લીધી. હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉબય બિન કઅબ (રદિ.) પાસેથી પણ આ વેળાએ ઈસ્લામની તાલીમ મેળવી. આ રીતે સકફીના પ્રતિનિધિ મંડળ પહેલાં જ આપ (રદિ.) ઈસ્લામની દોલતથી પાવન થઈ ગયા. યુવાની કાળમાં જ આપ (રદિ.)ની દિની ધગશથી નબી ﷺ એ પણ ખુશી અને આશ્ચર્ય વ્યકત કર્યા.

પ્રતિનિધિ મંડળે ઈસ્લામ સ્વીકારી તાઈફ પાછા ફરતી વખતે નબી ﷺ એ યુવાન ઉસ્માન સકફીને તાઈફના અમીર પદે નિયુકત કર્યા હતા. (હિજરી–૯)

નબી ﷺ ની વફાત પછી હઝરત અબૂબક્ર સિદીક (રદિ.) ઈર્તિદાદનો સામનો કરવા પોતાના ભાઈ હકમની સરદારી નીચે એક રઝાકારની ટુકડી નિયુકત કરી. ઘણાં લોકો આ વમળમાં આવી જઈ મૂર્તદ થઈ જઈ રહ્યા હતા. આ વેળા તાઈફમાં આપ હઝરતે પ્રશંસનીય કાબૂ રાખ્યો હતો. એટલું જ નહિં, ઈર્તિદાદ દબાવવામાં ખલીફાને જે સાથ આપ્યો તે ઈતિહાસ ભૂલે તેમ નથી. આની નોંધ હાફિઝ ઈબ્ને હઝરત (રહ.)એ અને અલ્લામા ઈબ્ને અસીર (રહ.)એ પોતાના પુસ્તકોમાં લીધી છે.

૧૫મી હિજરીમાં હઝરત ઉમર (રદિ.)એ આપ હઝરતને બહરૈન અને અમાન વિસ્તારના હાકિમ નિમ્યા.

હઝરત ઉસ્માન સકફી (રદિ.)ને તો રાજકારણ તથા રાજ કારભાર કરતા

ઈસ્લામનો ધ્વજ દૂર–દૂર સુધી લહેરાતો કરવામાં વધારે રસ હતો. બહરૈન અને અમાનમાં વ્યવસ્થા અને પક્કડ મજબૂત બનાવી ઈરાન તરફ પૂરતું લક્ષ આપવા માંડયું. "તત્વજ" ને મથક બનાવી ઈરાન અને હિન્દુસ્તાન તરફ કૂચની તૈયારીઓ કરવા માંડી. ખિલાફતના દષ્ટિબિંદુ મુજબ હજુ સમુદ્ર માર્ગે ઈરાન સાથે યુદ્ધ કરવાની તક સાંપડી નહોતી. નબી ﷺ અને હઝરત અબૂબક્ર (રદિ.)ની કાર્યપદ્ધતિ અનુસાર હઝરત ઉમર (રદિ.) સમૂદ્ર માર્ગે જવા રાજી ન હતા. હઝરત ઉસ્માન (રદિ.)એ ખલીફાની ઈચ્છા જાણ્યા વિના આ માર્ગે ઈસ્લામના ઓજસ દૂર–દૂર ફેલાવવા કમર કસી.

અલ્લામાં અબૂલ હસન અહમદ બિન યહ્યા બિલાઝરી બગદાદી (હિજરી –૨૭૯) મહાન તવારીખ નવેશ છે. ઈસ્લામી જીતો અને યુદ્ધની પોતાના પુસ્તકોમાં વિસ્તૃત તથા વિશ્વસનીય નોંધો લીધી છે. તેઓ પોતાના પુસ્તક કુતૂહલ બુલદાનમાં લખે છે કે;

"અલી બિન મુહમ્મદ બિન અબ્દુલ્લાહ બિન અબૂ સયફથી રિવાયત છે કે ખલીફા હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.) હઝરત ઉસમાન બિન અબૂ આસ સકફીને હિજરી સન ૧૫ (ઈ.સ.૬૩૬)માં બહરૈન અને ઓમાનના ગવર્નર બનાવ્યા. તેમણે પોતાંના ભાઈ હકમ બિન અબૂ આસ સકફીને બહરૈન મોકલ્યા અને પોતે ઓમાન ગયા. ત્યાંથી (દરિયા વાટે) એક લશ્કર થાણા રવાના કર્યુ અને જયારે તે (વિજયી બની) પાછું આવ્યું ત્યારે ખલીફા હઝરત ઉમર (રદિ.)ને તે સંબંધી એક કાગળ લખ્યો. આ કાગળ વાંચી તેનાં જવાબમાં હઝરત ઉમર (રદિ.) એ લખ્યું છે કે,

"ઓ સકફીનાં ભાઈ ! તમોએ લાકડામાં ઉધઈ મૂકી છે. હું અલ્લાહના કસમ ખાઉં છું કે મારા માણસોમાંથી જેટલા માણસો માર્યા જશે તેના બદલામાં તેટલા જ માણસો તમારી જાતિમાંથી લઈશ!"

આજ વર્ષે હકમ બિન અબૂ આસ સકફીએ એક સૈન્ય દરિયા વાટે ભરૂચ મોકલ્યું. તેના સરદાર હઝરત હકમ (રદિ.) હતા અને બીજા હઝરત મુગયરા (રદિ.) ને દેવલ મોકલ્યા જયાં તેઓએ જીત મેળવી."

હિજરી ૧૫ થી લઈ ૨૩ સુધીમાં દેવલ થાણાં અને ભરૂચ ઉપર થયેલ હુમલાને સત્તાવાર સમર્થન મળે છે. જેનાં સરદાર હઝરત હકમ સકફી (રદિ.) હતા.

હઝરત ઉસ્માન ગનીના ખિલાફત કાળમાં હિજરી ૨૯ માં આપ (રદિ.) બસરા ખાતે કાયમ માટે સ્થાયી થયા. પોતાના તાઈફ ખાતેની વાડીઓ અને ખેતરો વેંચી બસરામાં જમીન લીધી અને ત્યાં જ જીવનનાં પાછલા કાળમાં ખેતી તરફ લક્ષ

આપ્યું. આપ હઝરતની વફાત બસરા ખાતે હિજરી ૫૫માં થઈ. ઈન્ના લિલ્લાહી........

## મુહંમદ બિન કાસિમ સકફી (રહ.)

ગુજરાતમાં ઈસ્લામની રોશની પહોંચવાના જે–જે પ્રયત્નો થયા તેમાં સકફી ખાનદાનનો પ્રયાસ પાયારૂપ છે. લગભગ હિજરી ૬૬ માં બસરા ખાતે મુહમ્મદ બિન કાસિમનો જન્મ થયો. પિતાજી કાસિમ બિન મુહંમદ બિન હકમ સકફી ઉમવી યુગમાં બસરાના અમીર પદે રહી ચૂકયા છે. માતાજીનું નામ હબીબા હતું. આપ હજ્જાજ બિન યુસુફના કુટુંબી હતા. ઈતિહાસમાં આપની ગણના મહાન સિપેસાલારમાં થાય છે.

એ સમયે લંકામાં વ્યાપાર અર્થે આવેલ એક આરબ કુટુંબના વડા અચાનક ગુજરી ગયા. તેથી આરબ કુટુંબ તથા તેના આશ્રિતો નિરાધાર થઈ ગયા. તે વખતે ખલીફા વલીદ બિન અબ્દુલ મલિકના સામ્રાજયમાં એશિયા, યુરોપ અને આફ્રિકાનો ઘણો ભાગ હતો. મૂળ આરબ નસલના ખલીફાઓમાં એમના જેવો શાનદાર અને એમના જેટલા તાબાના દેશોના માલિક તેઓ પ્રથમ હતા. આવા મહાન બાદશાહ સાથે સંબંધ બાંધવાની દુનિયાના અન્ય રાજયકર્તાઓને સહજ ઈચ્છા રહેતી.

લંકાના રાજાએ આ કુટુંબને ખાસ વ્યવસ્થા હેઠળ ખિલાફત દરબાર તરફ રવાના કર્યા. આ રીતે હજ્જાજનો વગ–વસીલો મેળવવા પ્રયત્ન કર્યા. આ કુટુંબ સાથે હજ્જાજ માટે કેટલાક બક્ષિસથી લાદેલા વહાણો પણ મોકલ્યા. હજ્જાજ બલુચિસ્તાન, મકરાણ અને સિંધના સરહદના ઈલાકા સહિત ઈરાકના હાકિમ હતા.

આ વહાણો ઈરાકના મુખ્ય બંદર બસરા તરફ જઈ રહ્યા હતા. જહાજો દેવલ (કરાંચી) નજીક પહોંચ્યા ત્યારે દેવલના લોકોએ તે લૂંટી લીધા. નિરાધાર કુટુંબમાંની બની યરબુઅ કબિલાની એક સ્ત્રીએ હજ્જાજના નામના પોકારો કર્યા. વહાણો લૂંટાઈ ગયા. આ વાતની જાણ હજ્જાજ બિન યુસુફને પહોંચી. હજ્જાજે રાજા દાહિરને જાણ કરી કે જે ઔરતોને પકડી લેવામાં આવી છે તેઓને બધા માલ–સામાન સાથે તરત જ છોડી મૂકવામાં આવે. રાજા દાહિરે વળતો જવાબ આપ્યો કે આ કામ મારૂં નથી. લૂંટારૂઓએ વહાણ લૂંટયાં છે અને તેઓને મારાથી પહોંચી વળાય તેમ નથી.

સિંધ આરબ ગુનેગારો માટે આશ્રય સ્થાન બન્યું હતું. હજ્જાજે સિંધની સરહદ પરના હાકિમ અબ્દુલ્લાહને લખ્યું કે દેવલનો રસ્તો મુસાફરોને ભય ભરેલો છે તેથી એ માર્ગને સલામત બનાવો. કમ ભાગ્યે આ માર્ગ સલામત બનવાની લડાઈમાં અબ્દુલ્લાહ શહિદ થયો. આથી બુદેલ બિન તહુફા બજલીને મોકલવામાં આવ્યા, પરંતુ તે ઘોડો

ભડકવાથી પડી શહિદ થયા અને આ કામ અધૂરું રહ્યું. દરેક વખતે ચાર હજારથી વધુ ફૌજ ન હતી. ફકત શિક્ષા કરવા જ આ ફૌજને મોકલવામાં આવતી હતી. દેવલ કે સિંધ જીતી લેવાની તે વખતે કોઈ ઈચ્છા ન હતી.

હજ્જાજ અતિ બળવાન અને મહત્વકાંક્ષી હતો. હાથ ઉપર લીધેલ કાર્ય તે અધૂરૂં મુકે તેમ ન હતો. નાની ફૌજથી કામ પાર પડે તેમ નથી એમ તેને લાગ્યું. આ કામ માટે તેણે મુહમ્મદ બિન કાસિમ સકફીની પસંદગી કરી. તેમની વય આ વેળા ઘણી નાની હતી. યુવાન વયનાં હતા. આ હુમલા માટે હજ્જાજ બિન યુસુફને એટલી બધી લાગણી હતી કે નાની–મોટી બધી જ સામગ્રી ફૌજ સાથે આપી હતી. સોય–દોરા ઉપરાંત રૂમાં સૂકવી સરકો પણ આપવામાં આવેલ હતો. મુહમ્મદ બિન કાસિમ શિરાઝ થઈ ઈ.સ. ૭૧૧ હિજરી સન.૯૩ માં દેવલ સિંધ પહોંચ્યા. યુદ્ધ બાદ સિંધ જીતાઈ ગયું એટલું જ નહિં, પણ કાશ્મીરની સરહદ પર્યંતનો મુલ્ક મુહમ્મદ બિન કાસિમના હાથમાં આવી ગયો. દાહિરના વજીર મારફત વહાણોમાંથી કૈદ કરાયેલા મુસલમાન સ્ત્રીઓ અને બાળકો પાછાં મેળવ્યાં.

મુહમ્મદ બિન કાસિમે દક્ષિણમાં કચ્છનું રણ, ઉત્તરમાં મુલ્તાન, રાવી, કાશ્મીરની સરહદ, પશ્ચિમમાં કરાંચી, પૂર્વમાં રાજપુતાના સુધી પ્રદેશો સર કર્યા.

મુહમ્મદ બિન કાસીમે દેવલ એટલે કરાંચી, મુલ્તાન અને બીજા જેટલા ઈલાકા મેળવ્યા ત્યાં આમિલ (ગવર્નર) તરીકે મુસલમાન નહી, પણ હિન્દુઓને નિમ્યા. જેથી સ્થાનિક હિન્દુ તથા બૌદ્ધ પજા પોતાના હાકિમથી સંતોષ પામે. એ જ રીતે મુહમ્મદ બિન કાસિમે બ્રહ્માબાદ ફતેહ કર્યા પછી ત્યાંનાં મંદિરોનાં પૂજારી તેમની પાસે આવ્યા અને તેમને કહ્યું કે હિન્દુઓએ મુસલમાન સિપાહીઓનાં ડરથી પૂજા વિધિ માટે મંદિરોમાં આવવાનું ઘટાડી દીધેલ છે. તેથી અમારી આવકમાં ફેર પડી ગયેલ છે. ઉપરાંત આ જગ્યાએ કેટલાંક મંદિરો તૂટી પણ ગયાં છે. તેથી સરકારનાં ખર્ચે મંદિરોનું સમારકામ કરાવવામાં આવે.

મુહમ્મદ બિન કાસિમે હાકિમ હજ્જાજ બિન યુસુફને મંદિરના પૂજારીઓની માંગણી પોતાના એલચી દ્વારા બસરા રજૂ કરાવી અને આ બાબતે મારે શું કરવું જોઈએ તે માર્ગદર્શન માંગ્યું, હજ્જાજે મુહમ્મદ બિન કાસિમને લખ્યું :–

"તમારા પત્ર પરથી જણાય છે કે બ્રહ્માબાદના હિન્દુ મંદિરોની ઈમારતોનું સમારકામ કરાવવું જોઈએ મારો ખ્યાલ છે કે તેઓને પોતાના ઈષ્ટ દેવની પૂજાનો અધિકાર હોવો જોઈએ અને તેમનાં મંદિરોનું સમારકામ ચોકકસ કરાવવામાં આવે"

આ પત્ર પ્રાપ્ત થયા પછી મુહમ્મદ બિન કાસિમે ફકત મંદિરોનું સમારકામ જ

કર્યું, પરંતુ મંદિરો બનાવવા માટે પણ એક મોટી રકમ પૂજારીઓને આપી. ઉપરાંત મંદિરોનાં પૂજારીઓને પગારો પણ શાહી ખજાનામાંથી આપવા શરૂ કરી દીધા.

મુહમ્મદ બિન કાસિમનો સિંધ ઈ.સ. ૭૧૧ માં આગમન સમયે મુસલમાનોની એક મોટી સંખ્યા હિન્દુસ્તાનમાં હતી, જેમની સાથે હિન્દુ રાજાઓનો સંબંધ બહુ જ સારો હતો. રાજા દાહિર જેની મુહમ્મદ બિન કાસિમ સાથે યુદ્ધ થયું હતું તેની ફૌજનો એક સેનાપતિ એક રાજપૂત રાજાનો પુત્ર હતો અને બીજો સેનાપતિ મુહમ્મદ બિન અલાફી હતો. મુહમ્મદ બિન અલાફી અને તેનો ભાઈ હારિસ બિન અલાફીએ હિન્દુસ્તાનનાં કેટલાય રાજાઓ સામે રાજા દાહિર તરફથી લડીને શિકસ્ત આપી હતી. આથી રાજા દાહિરનાં દરબારમાં તેમનું સારૂં માન હતું. તેથી રાજા દાહિર અને મુહમ્મદ બિન કાસિમ વચ્ચે જયારે બ્રહ્માબાદના મોરચા પર યુદ્ધ થયું તો મુહમ્મદ બિન કાસિમના મુકાબલામાં મુહમ્મદ બિન અલાફીની ફૌજ ખૂબ જ બહાદુરીથી લડી હતી. એ સમયે રાજા દાહિરના હાથી બગડયા ન હોત્ત અને રાજાની ફૌજને નુકસાન ન પહોંચ્યું હોત તો કદાચ મુહમ્મદ બિન કાસિમ આટલી આસાનીથી  વિજય ન મેળવી શકત. આ ઐતિહાસિક બીનાથી અંદાજ આવે છે કે આજથી તેરસો વર્ષ પહેલાં હિન્દુસ્તાનની નોકરીઓમાં હિન્દુ–મુસ્લિમનો પ્રશ્ન જરાપણ ન હતો. હિન્દુ હુકૂમત હોવા છતાં મુસલમાનો મોટા–મોટા હોદ્દાઓ ઉપર હતા.

મુહમ્મદ બિન કાસિમના વિજય વખતે સિંધના લોકોને ભય હતો કે હવે તેમનાં જાન–માલની ખૈરિયત નથી. પરંતુ મુહમ્મદ બિન કાસિમે તે વખતે આમ માફીનું એલાન કર્યું તો સિંધનાં રહીશો યુવાન સેનાપતિની હિંમત અને ઉદારતા પર વારી ગયા.

બ્રહ્માબાદની સફળતા પછી મુહમ્મદ બિન કાસિમનું લશ્કર જે તરફ જતું તો સૈન્યનાં વડાઓ અને હાકિમો સામનો કર્યા વગર તાબે થઈ જતાં.

આ અઢાર વર્ષનાં યુવાને જયારે સિંધ પર પ્રવેશ કર્યો તે વખતે તેની પાસે કુલ બાર હજારનું સિરીયન અને ઈરાકી સૈન્ય હતું જેનું મોટું પ્રમાણ વિવિધ યુદ્ધોમાં કામ આવી ગયું, પરંતુ જયારે સિંધનું યુદ્ધ પૂરૂં થયું તો મુહમ્મદ બિન કાસિમના સૈન્યમાં પચાસ હજારથી પણ વધારે સૈનિકોની હાજરી હતી જેનો અર્થ એ છે કે બધા જ સિંધનાં ન્યુ મુસ્લિમો હતા. જેમણે સ્વૈચ્છાએ ઈસ્લામ કબૂલ્યા પછી પોતાના જીવન સમર્પી દીધા હતા.

ખલીફા વલીદ બિન અબ્દુલ મલિક અને હજ્જાજ બિન યુસુફના અવસાન પછી ખલીફા સુલેમાન બિન અબ્દુલ મલિકના સમયમાં મુહમ્મદ બિન કાસિમને પદભ્રષ્ટ કરાવી યુદ્ધ મોરચેથી કેદ કરાવી મુઆવીયા બિન મહલબ દ્વારા "વાસ્તા" ની જેલમાં પૂરી દીધા.

ન અહી જેલમાં તેમને જાત–જાતના ત્રાસ આપી મોતને ઘાટ ઉતારી દીધા.

ઈતિહાસકારો લખે છે કે મુહમ્મદ બિન કાસિમ એક પ્રમાણિક જનરલ હતા નહિંતર આ કાવત્રાનો સામનો કરી વિદ્રોહ ઉભો કરત. કારણ કે આ વખતે તેઓ મોટી ફૌજ સાથે હિન્દુસ્તાનમાં લડાઈ મોરચે હતા. વળી, તેમણે ટૂંકી મુદતમાં અહી ઉભી કરેલ ચાહનાથી રાજા મહારાજાઓનો પણ સાથ મળી જાત.

સત્યનિષ્ઠ ઈતિહાસકારો આ રાજકીય કાવાદાવાની ભારે ટીકા કરતાં લખે છે કે અહી અદેખાઓએ ખોટી રીતે મુહમ્મદ બિન કાસિમ જેવા જનરલને મારી ઈસ્લામને ઘણું મોટું નુકસાન પહોંચાડયું. ફકત ૩૦ વર્ષની ઉંમરમાં આ મહાન સિપેહસાલારને મારી નાંખી હિન્દુસ્તાનમાં શાન–બાનથી રોપાઈ રહેલ ઈસ્લામી તવારીખને જે નુકસાન પહોંચ્યું છે તે કદીયે પૂરાયું નથી.

## સુફિયાએ કિરામ

ઈસ્લામ ઉચ્ચ સિદ્ધાંતો તથા સદાચારથી ફેલાયો છે, ઈસ્લામ વલીસિફત બુઝૂર્ગોના પ્રયાસોથી ફેલાયો છે. સિદ્ધરાજ જયસિંહના સમયમાં અબ્દુલ્લાહ અને અહમદ નામના બે મુસ્લિમો ગુજરાતમાં આવ્યા હતા. હઝરત અબ્દુલ્લાહે એક ખેતરમાં સ્ત્રી–પુરૂષને કામ કરતા જોયા. તેમની પાસે જઈ પાણી માંગ્યું, પણ તેઓએ કહ્યું કે અમારી પાસે તો પાણી ખલાસ થઈ ગયું છે. સામે કુંવો છે, પરંતુ તે સૂકાઈ ગયો છે. અબ્દુલ્લાહે કહ્યું કે અમો જે ખુદાની ભકિત કરીએ છીએ તેમના નામથી આ કુંવામાંથી પાણી કાઢી બતાવું ? આમ કહી હઝરત અબ્દુલ્લાહ (રહ.) એ કુંવામાં પથ્થર ફેંકયો જેના કારણે કુંવો પાણીથી ભરાઈ ગયો. આ બન્ને સ્ત્રી–પુરૂષ આથી પ્રભાવિત થઈ ઈમાન લાવ્યા. રાજાના વજીર ભારમલ એક પંડિતના સંપર્કમાં હતા. તે પંડિત પણ ઈમાન લાવ્યા. તેઓ ઈસ્લામની સચ્ચાઈ જાણી મુસલમાન બની ગયા. ભારમલે ઈસ્લામની સાચી વાતો તક મળતાં રાજા સામે રજૂ કરી દીધી. તેથી હઝરત અબ્દુલ્લાહ (રહ.)થી સિદ્ધરાજ પ્રભાવિત થયો.

આ બનાવ મૌલાના અબૂ ઝફર નદવી સાહેબે પોતાના પુસ્તક 'તવારીખે ગુજરાત' માં સવિસ્તર નોંધ્યો છે.

આ રીતે રાજા કરણ પાટણના વલી હઝરત હાજી હુદ (રહ.)થી પ્રભાવિત થયા હતા. હઝરત મહેમૂદશાહ માંગરોલી (રહ.), હઝરત કુત્બે આલમ (રહ.), હઝરત બાબ અરજુમંદશાહ (રહ.) વગેરે બુઝૂર્ગોએ બિન મુસ્લિમ રાજાઓને પ્રભાવિત કર્યા હતા. બુઝૂર્ગોનો તબ્લીગનો આ પણ એક તરીકો હતો.

સામાન્ય પ્રજા આ બુઝૂર્ગોના અખ્લાક, ખિદમત તથા ઈખ્લાસ જોઈને ઈસ્લામ તરફ આકર્ષાઈ હતી. જેને લઈને ઈસ્લામ ફેલાયો હતો.

ઈસ્લામના મહાન બુઝૂર્ગો અને ધુરંધર આલિમોએ અનેક યાતનાઓ વેઠી ગુજરાતમાં જે તબ્લીગની સેવાઓ બજાવી તે આપણે વિસરી શકીએ તેમ નથી. ચિશ્તી, સહરવર્દી, કલન્દીયા અને કાદરીયા વગેરે સંપ્રદાયના બુઝૂર્ગોએ તબ્લીગમાં અગ્રગણ્ય ભાગ ભજવ્યો. ગુજરાતમાં બિન ઈસ્લામી સરકાર અને મુઠ્ઠીભર મુસલમાનો હોવા છતાં હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.), હઝરત મહેબૂબે ઈલાહી નિઝામુદીન ઔલિયા (રહ.) અને બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) વગેરે બુઝૂર્ગોના ખલીફાઓ તેમજ બાબા રૈહાન ભરૂચ (હિ.સ.૪૩૦ ઈ.સ.૧૦૩૯) હઝરત સૈયદ સિકંદર માંગરોલી (રહ.), હઝરત મહેમૂદશાહ ઈરાકી (રહ.), હઝરત સુલ્તાન હાજી હુદ (રહ.), હઝરત હાજીપીર (રહ.) જેવા મહાન બુઝૂર્ગોએ પાટણ, ભરૂચ, સુરત, કાઠીયાવાડ વગેરે સ્થળોએ ઈસ્લામ ફેલાવવા રીતસરની ઝૂંબેશ આદરી.

ગુજરાતના ખૂણ–ખૂણે કાલલ્લાહ અને કાલ રસૂલુલ્લાહ ﷺ નો નાદ ગુંજાવનાર ઔલિયાએ કિરામ જ છે. તેઓએ પોતાના જીવન ઈસ્લામ ફેલાવવા માટે વકફ કરી દીધાં. દીન કાજે દુનિયા ત્યાગી, એવા મહાન શખ્સો વિશે આપણે જેટલું લખીએ અને જાણીએ એટલું ઓછું છે. તેઓના કાર્યો અને તેમની કુબાનીઓ તરફ આપણે ઝાઝુ લક્ષ આપતા નથી એ ખેદજનક છે. ખરી રીતે તો બુઝર્ગો અને આલિમોના આ વર્ગે જ ઈસ્લામ જીવંત રાખ્યો છે.

હકીકતમાં સુફિયાએ કિરામ જ 'ઉલ્માએ રબ્બાની' અને 'વિરસએ અંબિયા' છે. અલ્લાહનાં રસુલ ﷺ ફરમાવે છે કે મારી ઉમ્મતના ઉલમાઓ સત્યમાર્ગ પામવા અને અલ્લાહ તરફ વાળવામાં બની ઈસરાઈલના પયગમ્બરો સમાન છે.

એક હદીષમાં છે કે નબી ﷺ ફરમાવ્યું છે કે ઉલમાઓ જ પયગમ્બરોના સાચા વારસદારો છે.

જે લોકો તન, મન, ધનથી અંબિયાએ અલૈહિસ્સલામના હક અદા કરે છે, તે જ પોતાની વાણી અને વર્તન દ્વારા અંબિયાએ કિરામના કાર્યો જીવંત રાખે છે, તેઓ જ તેમના સાચા વારસદાર છે અને આ સાચો વારસો મેળવવાની પાત્રતા ફકત ઉલમાએ હક, ઔલિયા અલ્લાહ અને મયશાખ સિવાય બીજામાં હોતી નથી.

હઝરત અલ્લામાં શિરાજી (રહ.) ફરમાવે છે કે "શરીઅત, તરીકત અને હકીકત એ તો અંબિયાએ કિરામનો વારસો છે. તે વારસો ફકત ઉલમાએ રબ્બાની, મશાઈખો–સૂફીઓ જ ધરાવે છે. તેઓ પોતાના ઈલ્મ, વાણી અને વર્તન દ્વારા અંબિયા

અલૈહિસ્સલામ સાથે સંબંધ જોડે છે".

ઈમામે રબ્બાની હઝરત અબ્દુલ્લાહ શેઅરાની (રહ.) લખે છે કે;

"સુફિયાએ કિરામનો માર્ગ જ મુસ્તકીમ, સર્વોત્તમ અને ઉજજવળ છે. હક્ક તઆલાની મઆરીફતનો રસ્તો જ સર્વોચ્ચ છે. તેનાં તરફ લોકોને વાળનાર શેખ તમામ માર્ગદર્શકો કરતાં આગળ છે. આ રસ્તા પર ચાલનાર સઘળા સાલિકો ભાગ્યશાળી છે. સૌથી પહેલાં તેઓ નજાત (મુકિત) પામશે."

એક બીજી જગ્યાએ હઝરત ઈમામ શેઅરાની (રહ.) ઈર્શાદ ફરમાવે છે કે "સુફી એ જ ખરો ફકીહ છે. તે પોતાના ઈલ્મ પર અમલ કરનાર હોય છે".

શેખ મુહક્કીક આરીફે મુદક્કિક હઝરત મૌલાના મુહમ્મદ ઈબ્ને મહમૂદ હાફિઝ ખ્વાજા પારસા બુખારી નકશબંદી (રહ.) ફરમાવે છે કે "ઔલિયાએ કિરામ એક એવો વર્ગ છે કે જેમના દિલોમાં ઈમાન મજબૂત કરી દેવામાં આવ્યું છે હક્ક તઆલા પોતાના ગૈબી ફૈઝ વડે તેમની સહાયતા કરે છે. જેઓએ તેમની સાથે દુશ્મની કરી અથવા તેઓને બદનામ કર્યા તેઓ હલાક થનાર છે."

હઝરત શેખ અબ્દુલ હક્ક મુહદ્દિસ (રહ.) ફરમાવે છે કે એમ ન સમજશો કે તસવ્વુફ એ અહલે સુન્નત વલ જમાઅતના મઝહબથી વિરૂદ્ધ છે. અથવા એ સુફિયાએ કિરામનો ફિરકો છે સુન્નતના નૂર વડે ઈસ્લામને જીવંત રાખનાર સૂફીઓ જ છે.

હઝરત જૂનૈદ (રહ.) ફરમાવે છે કે અમારો તરીકો (અલ્લાહની) કિતાબ તેમજ સુન્નત પર રચાયેલો છે. જે કોઈ અમારા રસ્તાના વિરોધિ છે તેઓ (દીનથી) ખારીજ અને મરદુદ છે. જે માણસ હદીષ નથી સાંભળતો, ઉલમાઓ અને ફકીહો સાથે ઉઠ–બેસ નથી રાખતો અને અદબ શિખવાડનારાઓથી અદબ નથી શીખતો તે બરબાદ થઈ જાય છે.

અલ્લાહવાળાઓ ઈશ્કમાં જ જીવે છે. તેમનું ખાવું–પીવું, ઉઠવું–બેસવું, બોલવું–ચાલવું એ બધું જ ખુદાપાકની ઈચ્છા અને તેની ખુશી અનુસાર હોય છે. તેઓ અલ્લાહની મોહબ્બતમાં રહીને પોતાના જીવનને એક ખાસ ઢાળમાં ઢાળે છે. તેઓ કુર્આની આદેશ અનુસાર "બેશક મારી નમાઝ અને મારી કુર્બાની અને મારું જીવન અને મારું મૌત એ સઘળુ આખી સૃષ્ટિના પરવરદિગાર અલ્લાહ માટે છે". આ કુર્આની આદેશ અનુસાર માનવી પોતાના સઘળા કાર્યો પોતાના સર્જકની ઈચ્છા અનુસાર, તેની ખુશી મુજબ અને તેના કાજે જ કરે છે. પોતાની મરજીને અને પોતાની લાગણીને કાબૂમાં લઈને તેના પર અલ્લાહના હુકમો અને ફરમાનોને શ્રેષ્ઠતા આપે છે. પરિણામે 'ખુદા ખાતર જ જીવન' એ તેઓનો જીવનમંત્ર બની જાય છે.

ઔલીયાએ કિરામ અને બુઝૂર્ગોને દિન ગુજરાતના ખૂણે–ખૂણામાં ગરીબ, કચડાયેલા અને પછાત લોકોની વચ્ચે બેઠા ત્યાંજ તેઓનું જીવન પુરૂં થયું અને તે જ સ્થળે પોતાની કબરો બનાવી. જયાં–જયાં ઈસ્લામની રોશની થઈ ત્યાં–ત્યાંના સમાજના ગુલામો, કચડાયેલાઓ અને શોષિતોનો મુસલમાનોને મળેલો સાથ એક મહત્વનું કારણ છે. ગુલામો, અનાથો, પીડિતો અને શોષિતો પ્રત્યેની કુર્આન શરીફની દોરવણીએ પીઠબળ તરીકે કામ આપ્યું છે.

## ગૌષે આઝમ હ.શૈખ અબ્દુલ કાદિર જિલાની (રહ.)

શૈખુલ મશાઈખ શૈખે તરીકત, ઈમામે શરીયત, ફખરે ઈબાદત સૈયદ મુહયુદ્દીન અબ્દુલ કાદિર જિલાની (રહ.) દુનિયાના ઔલિયાઓના સરદાર અને એ માનવંત હસ્તી છે જેમણે સૈયદુલ અંબિયા ﷺ ની શરીઅત ઝિન્દા કરી, તેને રોશન કરી. આપે સરવરે આલમ ﷺ ના વારસ તરીકેના પૂરા હક્ક અદા કર્યા.

આપનું માનવંત નામ અબ્દુલ કાદિર, લકબ મુહયુદ્દીન, કુનીયત મુહમ્મદ, ઉર્ફે ગૌષે આઝમ છે પિતૃપક્ષે આપનું ખાનદાન સૈયદના અમીરૂલ મુઅમિનીન ઈમામ હસન બિન સૈયદના અમીરૂલ મુઅમિનીન હઝરત અલી કરમલ્લાહુ વજહહુથી મળે છે. માતૃ પક્ષે આપનું ખાનદાન સૈયદના અમીરૂલ મુઅમીનીન હઝરત અલી કરમલ્લાહુ વજહહુથી મળે છે. આ રીતે આપ હસની અને હુસૈની સૈયદ છે.

આપનો જન્મ ગિલાનમાં હિજરી ૪૭૦ કે ૪૭૧ માં થયો. આપના પિતાજી બુઝૂર્ગવાર સૈયદ અબુ સાલેહ જંગી દોસ્ત તથા માતાજીનું પાક નામ હઝરત ફાતિમા જેઓ મહા માનવંત અબ્દુલ્લાહ સોમયીના દીકરી હતા. આપના જન્મ વખતની મુબારક હકીકતો અને આગાહીઓ વિશે પ્રજા વાકેફ છે તેથી દોહરાવવી નથી.

બાળપણમાં આપના પિતાજીનું અવસાન થતાં આપના નાના સૈયદ અબ્દુલ્લાહ સોમયીએ આપના પાલન–પોષણની જવાબદારી સ્વીકારી લીધી.

પોતાના શહેરમાં પ્રાથમિક શિક્ષણ મેળવી ઉચ્ચ અભ્યાસ માટે બગદાદ જવા માતાજી સમક્ષ અરજ કરી કે, રજા આપો તો હું શરીઅત અને તરીકતની તાલીમ લેવા બગદાદ જાઉં. માતાજીએ ખુશીથી રજા આપી. ૮૦ દિનાર જે એમને વારસામાં મળ્યા હતા તે હઝરતની પાસે લાવ્યા, તેમાંથી ચાલીસ હઝરતના ભાઈ માટે રાખ્યા અને બાકીના ચાલીસ વાલિદા મોહતરમાએ આપની બગલની નીચે ગોદડીમાં સિવી દીધા અને દુઆ દઈ કહ્યું કે "અય અબ્દુલકાદિર ! હું તમને નસીહત કરૂં છું કે હંમેશા સાચું બોલશો અને કયારેય પણ ખોટી વાત મોઢેથી ન કરશો."

આ સફર દરમ્યાન લૂંટારાઓનું ત્રાટકવું અને આપે સાચી વાત કહેવી અને તેથી લૂંટારૂની આખી ટોળીએ તૌબા કરી હિદાયત મેળવ્યાની હકીકત પ્રજા માનસ પર સારી રીતે જાણીતી છે. તેનો વિસ્તૃત ઉલ્લેખ કરવો નથી.

લગભગ ૪૦૦ માઈલનો મુશ્કેલીભર્યો પ્રવાસ કરી હિજરી ૪૮૮માં આપ બગદાદ પહોંચ્યા. આપે અહિં ઈલ્મે શરીઅતમાં પારંગતતા પ્રાપ્ત કરી. કુર્આન શરીફ તો હિફઝ કરી લીધું હતું. હવે એના રહસ્યો અને ભેદો પ્રાપ્ત કરવામાં લાગી ગયા.

ઈલ્મે ફિકહ અને ઉસૂલનું જ્ઞાન જે ઉલમાએ કિરામ અને બુઝૂર્ગોથી પ્રાપ્ત કર્યું તે માનવંત (૧) અબુલ ખત્તાબ મહફૂઝુલ કુલુઝાતી અલ હમ્બલી, (૨) અબૂલ હસન મુહમ્મદ બિન કાઝી અબુલ અલા. (૩) મુહમ્મદ બિન હુસેન બિન ફરા હમ્બલી (૪) કાઝી અબૂ સઈદ મુબારક બિન અલી મુખરમી હમ્બલી રહમતુલ્લા અલયહીમ.

આપના હદીષના ઈલ્મના ઉસ્તાદમાંથી કેટલાક માનવંત અબૂ ગાલિબ મુહમ્મદ બિન હસન અલ બાકિલ્લાની, અબુ સઈદ મુહમ્મદ બિન અબ્દુલ કરીમ બિન ખયશ, અબુલ ગાઈમ મુહમ્મદ બિન અલી બિન મૈમુન અલ ફરસી, અબૂબક્ર અહમદ બીન મુઝફફર, અબુ મુહંમદ જાફર બિન અહમદ અલ હુસેન અલ કારી અલ સિરાજ, અબૂ તાહિર અબ્દુર્રહેમાન બિન અહમદ, હિબતુલ્લાહ બિન મુબારક અને અબૂ નસર મુહમ્મદ વગેરે..

ઈલ્મે અદબ આપે મદ્રસા નિઝામીયા બગદાદના વડા અલ્લામા અબૂ ઝકરીયા યાહ્યા બિન અલી તબરેઝી (રહ.) પાસેથી મેળવ્યું.

શિક્ષણ પ્રાપ્તિ વખતે આપને ઘણી જ મૂશ્કેલીઓનો સામનો કરવો પડયો. પરંતુ ધીરજ અને શુક્ર સાથે પોતાના કામમાં લાગી રહ્યા માતાજીએ જે દિનાર આપ્યા હતા તે વપરાય ચૂકયા તો ફાકાનો સમય આવ્યો. આપ પોતે ફરમાવે છે કે હું બગદાદ ગયો હતો. ૨૦ દિવસ સુધી ખાવાનું કંઈ ન મળ્યું. છેવટે હું કિસરાના ખંડેરોમાં ચાલ્યો ગયો. પરંતુ ત્યાં પણ ૭૦ ઔલિયાઓને ફાકાકશીમાં જોયા. મેં વિચાર્યું કે અહી હાજર રહેવું મુરવ્વતના ખિલાફ છે. તેથી બગદાદ પરત થયો. રસ્તામાં મારા વતનના એક માણસ મળ્યા. જેને હું સારી રીતે જાણતો ન હતો. તેમણે મને સોનાનો એક ટુકડો આપ્યો અને કહ્યું કે તમારા માતાજીએ તમારે માટે મોકલ્યો છે. મેં તેમાંથી થોડોક પોતાની પાસે રાખી લીધો અને બાકીનો પેલા ૭૦ ઔલિયાએ કિરામ જેઓ કિસરાના ખંડેરોમાં ફરી રહ્યા હતા. તેઓમાં વહેંચી દીધો અને બગદાદ પરત આવી ગયો. જે ટુકડો મારી પાસે હતો તેમાંથી ખાવાનું ખરીદ્યું અને ફકીરોને બોલાવીને

તેમને સાથે બેસાડીને ખવડાવી દીધું.

આપ ઈર્શાદ ફરમાવે છે કે જે સમયે હું મશાઈખ અને ઉસ્તાદોથી ઈલ્મે ફિકહ પ્રાપ્ત કરતો હતો ત્યારે શિક્ષણનો સમય પૂરો થતાં જંગલમાં નીકળી પડતો અને દિવસ હોય કે રાત, આંધી હોય કે વરસાદ દરેક ઋતુમાં ભય રહિત થઈને જંગલો અને વિરાન સ્થળોમાં ફરતો રહેતો. મારા માથા પર એક નાની પાઘડી રહેતી, સુફી ઝબ્બો પહેરેલ, ખુલ્લા પગે કાંટા અને પથ્થરવાળી જમીન પર ચાલતો. દજલા નદીના કિનારે પાંદડાઓ, કુપળો અને વેલાઓ જે મળતા તે ખાઈ લેતો, સારાંશ કે જે મુસીબત પડતી તે સહન કરતો.

હઝરત ગૌષે આઝમ (રહ.)એ તફસીર, ઈલ્મે–કિરાત, ઈલ્મે હદીષ, ઈલ્મે ફિકહ, ઈલ્મે કલામ, ઈલ્મે લુગત, ઈલ્મે અદબ, ઈલ્મે નાહુલ, ઈલ્મે મુનાઝરા, ઈલ્મે ઉરૂઝ, ઈલ્મે નિસાબ, ઈલ્મે તારીખ, ઈલ્મે ખરાસત વગેરેમાં શ્રેષ્ઠતા પ્રાપ્ત કરી અને તે સમયના શ્રેષ્ઠ વિદ્વાનોમાં સર્વોચ્ચ કક્ષાએ પહોંચ્યા.

હઝરત અબ્દુલ ખયર, હમ્માદ બિન મુસ્લિમ વબ્બાસ (રહ.)થી ઈલ્મે તરીકત વધુ પ્રમાણમાં પ્રાપ્ત કર્યુ.

તરીકતમાં પગ મૂકતાં મુજાહિદા અને રિયાઝતની તરફ શોખ વધ્યો તો ઈલાકાને છોડીને જંગલો અને વિરાનોમાં રહેવા લાગ્યા. પોતે ફરમાવે છે કે તે વખતે મારી પાસે ગૈબી માણસો અને જિન્નાત આવતા જેને હું ઈલ્મે તરીકત તાલીમ આપતો.

એકવાર ફરમાવે છે કે આ સમયે દુનિયા (સંપત્તિ) અને તેની માયા જુદા–જુદા સ્વરૂપોમાં મારી ઉપર આવવા લાગી, પરંતુ અલ્લાહ તઆલાએ તેના તરફ ઝુકવાથી બચાવ્યો. ભ્રષ્ટ આત્માઓ વિવિધ ભયભર્યા સ્વરૂપમાં મારી પાસે આવતા, પરંતુ અલ્લાહ તઆલાના ફઝલથી હું હંમેશા તેમના ઉપર વિજય મેળવતો. મેં મારા નફસને જુદી–જુદી રિયાઝતો અને તકલીફોમાં નાંખ્યા.

આપ ફરમાવે છે કે વર્ષો સુધી હું બગદાદના વિરાન વિસ્તારમાં જ્યાં વસ્તી ન હતી ત્યાં રહેતો અને ત્યાં કંદમૂળ સિવાય કાંઈ ન ખાતો. દર વર્ષની શરૂઆતમાં કોઈ માણસ મને ઊનનો એક ઝબ્બો દેતો અને ફકત તે જ પહેરતો. લોકો મને ગાંડો ગણતા હું જંગલોમાં અને વિરાનોમાં નીકળી પડતો. ખુલ્લા શરીરે કાંટાઓ ઉપર સૂતો, રાડો પાડતો, આખા શરીરથી લોહી વહેતું, લોકો મને મલમપટ્ટી કરતા, પણ મારી હાલત વધારે ખરાબ થઈ જતી એટલે સુધી કે મુર્દાની જેમ પડયો રહેતો. લોકો કફન લાવતા અને મને સ્નાન માટે તખ્તા પર રાખી દેતા, પરંતુ પછી અચાનક મારી સ્થિતિ સારી થઈ જતી.

આપે ફરમાવ્યું કે મેં ચાળીસ વર્ષ સુધી ઈશાના વુઝૂથી ફજરની નમાઝ પઢી અને પંદર વર્ષ સુધી આખી રાત એક પગે ઉભા રહીને સવાર સુધી પૂરૂં કુર્આને કરીમ ખતમ કરી લેતો હતો.

આપે ફરમાવ્યું કે હાલની શરૂઆતમાં પોતાની જાતથી ગુમ થઈ જતો અને મોટે ભાગે બેહોશીની હાલતમાં દોડતો રહેતો અને જ્યારે આ કૈફિયત દૂર થતી તો હું મારી જાતને દૂર–દૂરના સ્થળે જોતો.

સારાંશ કે ઈબાદત અને રિયાઝત તથા મુજાહિદાત પછી આપે સંપૂર્ણ રીતે તસ્કીયાએ બાતીન પ્રાપ્ત કર્યું. તો અબૂ સઈદ મુબારક ફખરી (રહ.)થી બૈઅત લીધી અને એમના હલકામાં સામેલ થયા. શેખે પોતાના હાથથી ખવડાવ્યું. હઝરત ગૌષે આઝમ (રહ.) ફરમાવે છે કે શેખના હાથથી જે કોળીયો મારા પેટમાં જતો તે મારી અંદર એક નૂર ભરી આપતો. શેખે ખિરકા, વિલાયત અર્પણ કરતી વખતે ફરમાવ્યું "અય અબ્દુલ કાદિર ! આ એ જ ખિરકો છે જે આપ હઝરત ﷺ એ હઝરત અલી (રદિ.)ને અર્પણ કરેલો હતો. તેમનાથી જ હઝરત હસન બસરી (રહ.)ને મળ્યો પછી તેમના દ્વારા મારા સુધી પહોંચ્યો."

હઝરત ગૌષે આઝમ (રહ.)નો એકમાત્ર ધ્યેય હતો કે ભટકેલાઓને સન્માર્ગ દેખાડે, ગુનેહગારોને ગુનાહના અધિક અંધકારમાંથી કાઢીને હિદાયત અને નેકીની ચમકતી મંઝીલ સુધી પહોંચાડે, બીમારોના ઈલાજ કરે અને મુર્દા દિલોને જિંદગી અતા કરે. તેથી બગદાદમાં મદ્રસો સ્થાપ્યો અને તાલીમ તથા લેખનમાં પરોવાઈ ગયા.

આપની મજલિસમાં એટલા બધા લોકો આવવા લાગ્યા કે મદ્રસાની જગ્યા નાની પડવા લાગી. જગ્યા ઓછી પડવાથી લોકો બહાર રસ્તા પર ઉભા રહી આપની વાણી સાંભળી લેતા. હિજરી ૫૨૮ માં આ મદ્રસો એક જબરદસ્ત ઈમારત રૂપે તૈયાર થઈ ગયો. બગદાદ સિવાય દૂર–દૂરના મુલ્કોથી પણ લોકો શરીયત અને તરીકત પ્રાપ્ત કરવા આવતા હતા અને ધ્યેય પ્રાપ્ત કર્યા પછી પોતાના શહેરોમાં પરત જતા. અસંખ્ય ઈચ્છુકોએ આપથી ધોરણસર ઈલ્મે શરીયત અને તરીકત પ્રાપ્ત કરી. કહેવાય છે કે આપની મજલિસમાં સિત્તેર હજારથી પણ વધારે લોકો સામેલ થતા હતા. મોટા મોટા મશાઈખો અને ઉલમાએ કિરામ પણ સામેલ થતા હતા.

અમીર કે ગરીબ, વિદ્વાન કે અભણ, ઉચ્ચ કે નિમ્ન, મશાઈખ કે શેખ તમામ સ્તરના લોકો આપના માર્ગદર્શન નીચે સન્માર્ગ પ્રાપ્ત કરી ઈતમિનાને કલ્બ પ્રાપ્ત કરતા.

આપ હઝરત ઈમામ શાફઈ (રહ.) અને હઝરત ઈમામ હબ્બલ (રહ.) ના મઝહબ પર ફતવા આપતા હતા. ચાળીસ વર્ષ સુધી આપે લોકોમાં દિનની દઆવત આપી. ત્રેવીસ વર્ષ સુધી શિક્ષણ, લેખન અને ફતવાના કામમાં મશ્ગૂલ રહ્યા.

આપ હઝરત ગૌષે આઝમ (રહ.) પોતાની જિંદગીના શરૂઆતના સત્તર વર્ષ પોતાના વતનમાં જ રહ્યા. તે પછી નવ વર્ષ બગદાદમાં રહી વિધિવત શિક્ષણ તથા આધ્યાત્મિક સાધના પ્રાપ્ત કરી. પચ્ચીસ વર્ષ ઈરાકના જંગલોના રિયાઝત અને મુજાહિદાત દ્વારા સુલૂકની મંઝિલો વટાવી, પછી ચાળીસ વર્ષ સુધી દિનની દઆવત, ખિદમત, માર્ગદર્શન દ્વારા હજારો ખુદાના બંદાઓને અજ્ઞાનતાના અંધકારમાંથી કાઢી હિદાયત અને હિકમતના માર્ગ પર મૂકી દીધા. આખરે ૯૧ વર્ષની ઉંમરે આ આફતાબી ગૌષિયત આથમી ગયો ઈન્ના લિલ્લાહી...... અગ્યારમી રબ્બીઉલ આખર હિજરી ૫૬૧ માં આપે વિદાય લીધી અને બગદાદમાં દફન થયા.

આપના લેખનમાં ગુનિયતુત તાલિબીન, ફતહુલ ગૈબ અને ફતેહી રબ્બાની મુખ્ય છે. તે ઉપરાંત કશીદાએ ગૌષિયા તથા આપના અશ્આર "ચહલ કાફ" ના નામે પ્રખ્યાત છે. એક ફારસી દિવાન પણ આપ દ્વારા લખાયેલ છે. આપને ચાર બીવીઓ હતી. હઝરત ગૌષે આઝમ (રહ.)ના ફરઝંદ હઝરત શૈખ અબ્દુલ રઝાક (રહ.) ફરમાવે છે કે મારા માનવંત પિતાશ્રીને ૪૯ બાળકો થયા. ૨૦ દીકરાઓ બાકી દીકરીઓ.

હઝરત મહેબૂબે સુબ્હાનીએ પોતાની આધ્યાત્મિક શકિત, તેમની હિંમત, તેમના તરવળાટ અને આપના દિલની નૂરાનિયતથી દિને ઈસ્લામની સેવા અને મહેબૂબે રબ્બુલ આલમિનની શરીયત વિસ્તારી અને ફેલાવી, તે દ્વારા ઈસ્લામી દુનિયા પર એહસાને અઝીમ રૂપે આપનો ઋણ સદાયે રહેશે.

## હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.)

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.) નો જન્મ હિ.સ. ૫૩૦ માં મધ્ય એશિયાના ખઝિસ્તાનમાં આવેલા સંજર મુકામે થયો. આપના પિતાજીનું નામ સૈયદ ગ્યાસુદ્દીન (રહ.) અને આપની અમ્મા સાહેબાનું નામ બીબી માહનૂર હતું. ખ્વાજા સાહેબના માનનીય પૂર્વજોનો સિલસિલો હઝરત અલી મુર્તઝા (રદિ.) સુધી પહોંચે છે. આપ હુસૈની સૈયદ છે. ચિશ્તી સિલસિલાના સાલાર ખ્વાજા અબૂ ઈસ્હાક શામી ચિશ્તીથી સાતમી પેઢીએ હઝરત ખ્વાજા ગરીબ નવાઝનો તરીકતનો સિલસિલો મળી જતો હોવાથી આપને ચિશ્તી કહેવામાં આવે છે.

હઝરત ખ્વાજા ગરીબ નવાઝને પિતા તરફથી વારસામાં મળેલ બાગ તથા માલ–મિલકત વેંચી નાખી તેના નાણાં સગા–સ્નેહીઓ અને ગરીબ–મહોતાજોમાં વહેંચી આપ હક્કની તલાશમાં વતનથી નીકળી પડયા. આપ સમરકંદ અને બુખારાના બુઝૂર્ગો મૌલાના હિસામુદ્દીન અને મૌલાના શરફુદ્દીન નામે આલિમો પાસે રહી કુર્આન હિફઝ કર્યુ તથા શરીયતનું શિક્ષણ મેળવ્યું ત્યાંથી ઈરાક તરફ ગયા અને નિશાપુર નજીક હારૂનપુર ગામમાં હઝરત શેખ ઉસ્માન હારૂની (રહ.)થી બૈઅત લીધી.

આપ પોતાના શેખની પાસે રહીને સેવા કરવા લાગ્યા અને રિયાઝત, તપસ્યા અને ઈબાદતમાં દિવસો વિતાવવા લાગ્યા. આપ વર્ષો સુધી આ રીતે પોતાના શેખની સેવામાં રહ્યા. અત્યંત નમ્રતાથી ગુલામની પેઠે તેમની ખિદમત કરતા. જયારે પોતાના પીર પ્રવાસમાં હોય ત્યારે આપ (રહ.)નો સરસામાન માથે ઉંચકીને તેમની સાથે જતા.

અનેક દેશોના પ્રવાસો કરી આખરે મક્કા મોઅઝઝમામાં પહોંચ્યા અને ખાનાએ કા'બાના તવાફથી પાવન થઈ એ નૂરાની કેન્દ્રથી લાભ લીધો. હઝરત પીરોમુર્શીદે અહી પણ હઝરત ખ્વાજા ગરીબનવાઝનો હાથ પકડી ખુદાને સોંપ્યા અને દુઆ કરી. એ વેળા ગૈબથી અવાજ આવ્યો. "મુઈનુદ્દીન અમારા દોસ્ત છે, અમે તેમને સ્વીકાર્યા છે અને બુઝૂર્ગી આપી."

થોડા દિવસ મક્કા મુઅઝઝમામાં રહી ત્યાંની બરકતોથી લાભ મેળવી આપ સરદારે કાઈનાત રહમતુલ્લિલ આલમિન ﷺ ના પવિત્ર દરબારમાં મદીના શરીફ ગયા. હરમે નબવીમાં હાજર થયા ત્યારે મુર્શીદે ફરમાવ્યું કે "સલામ કરો" હઝરત ખ્વાજા ગરીબ નવાઝે સલામ અર્ઝ કરી. અવાજ આવ્યો. " હે જગતના શેખના અગ્રણી ! વઅલયકુમુસ્સલામ ! " આ સાંભળીને હઝરત પીરો મુર્શીદે ફરમાવ્યું "હવે તમે કમાલને દરજ્જે પહોંચી ગયા ! "

આ રીતે વીસ વર્ષ સુધી માનવંત પીરની સેવામાં રહ્યા પછી હઝરત ખ્વાજા ગરીબનવાઝને પર (બાવન) વર્ષની ઉમરે ખિલાફત પદ મળ્યું. ખિલાફત પદ આપતી વખતે પીરો મુર્શીદ હઝરત શેખ ઉસ્માન હારૂની (રહ.) એ ઘણો બોધ આપ્યો. એ પ્રસંગ વર્ણવતાં હઝરત ખ્વાજા ગરીબનવાઝ પોતે લખે છે. "પીરો–મુર્શીદ શેખ ઉસ્માન હારૂની (રહ.)એ ફરમાવ્યું "હે મુઈનુદ્દીન ! મેં તને સંપૂર્ણતાની હદે પહોંચાડવા માટે આ બધું કર્યુ છે. તારે માટે એના પર અમલ કરવો જરૂરી છે. રૂહાની ફરઝંદ તે જ છે જે પોતાના પીરના બોધ, વચનો અને ઈર્શાદોને યાદ રાખે, પોતાના સિજરામાં તેને લખે અને પોતાના જીવનમાં તેમના સૂચનો અપનાવે જેથી કાલે કયામતના દિવસે

શરમીદગી ન ઉઠાવવી પડે !" આમ ફરમાવી પવિત્ર લાકડી જે હઝરત પીરો મુર્શીદ પાસે પડી હતી તે અને ખિરકહ (દર્વેશોનું જાડું કપડું અથવા તેમની કમ્બલ કે ગોદડી) પગરખાં, પાવડીઓ અને મુસલ્લો આપ્યો. પછી ફરમાવ્યું "આ તબર્રુકાત (બરકતવાળી વસ્તુઓ) જે આપણા પીરાને તરીકત કુદ્દસ અસરારહમની યાદગાર છે. મને જે રસુલે ખુદા ﷺ થી આપણા સુધી સચવાઈને આવેલી છે. તે મે તમને આપી. એમને જે પ્રમાણે મે રાખી હતી તે પ્રમાણે રાખજો. તમારા પછી જેને યોગ્ય સમજો તેને સોંપજો. લોકોથી કોઈ પ્રકારની લાલચ ન રાખતા, કોઈનાથી કોઈ વસ્તુની ઈચ્છા ન રાખતા. એ પછી મુહતરમ પીરો મુર્શીદે મને છાતી સરસો ચાંપ્યો અને ફરમાવ્યું 'જાવ મે તમને ખુદાને સોંપ્યા.' આમ ફરમાવી અલ્લાહની યાદમાં લીન થઈ ગયા ત્યાર પછી હું રવાના થઈ ગયો.

સફર કરતા–કરતા અંતે હઝરત ખ્વાજા ગરીબનવાઝ મક્કા મુઅઝઝમાં પહોંચી ગયા. ત્યાં કાબા શરીફનો તવાફ કર્યો અને બરકતો મેળવી એ પછી આપ મદીના મુનવ્વરા પહોંચ્યા ત્યાં દરબારે રિસાલતમાં હાજરી આપી. મદીના મુનવ્વરામાં જે આપને નબી કરીમ ﷺ થી બશારત મળી.

"હે મુઈનુદ્દીન ! તમે મારા દિનના સહાયક છો. હિન્દુસ્તાન જાઓ અને ત્યાં અજમેરમાં રહી કુફ્રનો અંધકાર દૂર કરો !"

જો કે હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)ના આગમનથી સદીઓ પૂર્વે હિન્દુસ્તાનમાં મુસલમાનો આવી પહોંચ્યા હતા. મુસલમાનો જયાં થોડી ઘણી સંખ્યામાં વસેલા હતા ત્યાં તેમના મદ્રસા, ખાનકાહો અને દીની સંસ્થાઓ પણ હતી. એક તરફ અજમેર, દિલ્હી, કનોજ અને મેવાડ વગેરે અનેક રાજયો વચ્ચે સંઘર્ષો હતા. સામાન્ય જનતા મુસ્લિમ શાસકોના હુમલાઓને પરિણામે વ્યથિત થઈ રહી હતી અને તે મુસ્લિમ માત્રને આ દેશમાં કોઈ પણ ક્ષેત્રમાં કામની ભૂમિકા રચવા દેવા તૈયાર ન હતી.

બેશક, આવી વિષમ પરિસ્થિતિમાં સૌપ્રથમ અહિંસક ચળવળ દ્વારા શાંતિ અને અમનનો પૈગામ પાઠવવાનું માન હુઝૂર ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી(રહ.) ને ફાળે જાય છે. લૂખું–પાંખુ ખાઈ જાડું–પાતળું ને થીગડાવાળું પહેરી એક નાનકડી ઝૂંપડીમાં વસનાર હિન્દુસ્તાનની સૌથી મોટી સામાજિક ક્રાંતિના પ્રણેતાનું જ એ કામ હતું.

આપના આગમને અહીં ભારે રૂહાની ઈન્કિલાબ પેદા કરી દીધો. ઈ.સ.ની ૧૧ મી અને ૧૨ મી સદીમાં અહીંની સામાજિક હાલત ઘણી ખરાબ હતી. ઉંચ–નીચ અને છૂત–અછૂતના ભેદો સમાજમાં વ્યાપક રીતે ઘર કરી ગયા હતા. નિમ્ન ગણાતી

જ્ઞાતિઓની દશા ઘણી ખરાબ હતી, તેમને માટે જીવનની બધી જ મીઠાશ અને સુખ સગવડો સંકેલાઈ ગયા હતા. તે સમયના વર્ણભેદ બાબત પ્રસિદ્ધ ઈતિહાસકાર અલ્બી રૂની લખે છે કે; "એ સમયે હિન્દુઓમાં અગણિત જાતિભેદ હતા, જયારે મુસલમાનોનો મત; 'સર્વ સમાન છે અને અલ્લાહને ત્યાં સૌથી શ્રેષ્ઠ તે જ છે જે સૌથી વધુ નેક ભલો છે' તેમના કરતા તદ્દન જુદો હતો."

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.) એ જેમ આ બહુઈશ્વરવાદમાં માનતા સમાજમાં "ખુદા એક જ છે !" નો નાદ બુલંદ કર્યો તેમ તેમણે છૂત–અછૂતના અહી વ્યાપી રહેલા વાતાવરણમાં તૌહિદનો સિદ્ધાંત અમલી રૂપે રજૂ કર્યો અને બતાવી આપ્યું કે આ સિદ્ધાંત કોઈ કાલ્પનિક વસ્તુ નથી, પણ જીવનનો એક એવો સિદ્ધાંત છે જેને સ્વીકારી લીધા પછી નાત–જાતના સૌ ભેદભાવ અર્થહીન થઈ જાય છે અને હવે તે માનનારા સૌ એક બની જાય છે, સમાન થઈ જાય છે.

સ્ત્રીઓ પર દમન અને સતિપ્રથા સામે સ્ત્રીઓએ પોતાને માટે ઉદાર હક્કોની જોગવાઈ તેમજ માનવસમાજને માટે અત્યંત જરૂરી એવા સદાચાર અને સદ્‌ગુણના જીવંત નમૂના સૌએ ખ્વાજા સાહેબમાં જોયા. પરિણામે ખ્વાજા ગરીબ નવાઝને "નબી ﷺ ના હિન્દ ખાતેના નાયબ" પણ કહેવામાં આવે છે. સીયરૂલ આરેફીનના કર્તાના શબ્દોમાં કહીએ તો "યકીનવાળાઓના સૂર્ય કે જે ખરેખર મુઈનુદ્દીન (દિનના સહાયક) હતા. તેમના કદમ મુબારકના પ્રતાપે આ દેશ કુફ્રના અંધારમાંથી મુકત થઈ ઈસ્લામના નૂરથી ઉજજવળ અને પ્રકાશિત થયો.

હજરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.) હિન્દુસ્તાનમાં ચાળીસ દૂર્વેશોની જમાત સાથે પ્રવેશ્યા. અજાણ્યો દેશ, અજાણી વસ્તી, અજાણી ભાષા, આપે તેમાં કામ કર્યુ. હિજરી ૫૭૯ માં આપ અજમેરમાં પ્રવેશ્યા. આપે અનેક કરામતો બતાવી.: (૧) રાજાનાં ઉંટો ભોંયે ચોંટી ગયા. (૨) પૂજારી શુદ્ધિદેવ સાથેનો વિવાદ અને તેનું મુસલમાન થઈ જવું. (૩) જયપાલ જાદુગરનો મુકાબલો. (૪) અન્ના સાગર તળાવનું પાણી એકદમ સુકાઈ જવું અને ફરીથી અન્ના સાગર ભરાય જવો. (૫) રાજા પૃથ્વીરાજ સાથે ખ્વાજા સાહેબની આગાહીઓ વગેરે અનેક કરામતો બતાવી.

ધીમે ધીમે ખ્વાજા સાહેબના ફૈઝ અને બરકતથી હિન્દુસ્તાન ઈમાનના નૂરથી પ્રકાશિત થવા લાગ્યું. લોકો મોટી સંખ્યામાં ઈમાન લાવવા લાગ્યા. જે કામ લાખો દમનકારી તલવારો બજાવી શકતી નથી તે ઔલિયા અલ્લાહના મુખેથી નીકળેલું એક વાકય બજાવી શકે છે. દરેક વખતે આપની બરકતવંતી સેવાઓમાં લોકોની ઠઠ જામેલી રહેતી. ત્યાં નાત–જાતનો કોઈ ભેદ ન હતો. સૌ ધર્મવાળા આસ્થા સહિત આવતા

અને આપનાથી લાભ મેળવતા. હઝરત ગરીબ નવાઝ લોકોને ઈન્સાન બલ્કે કામિલ–ઈન્સાન બનાવવા ઈચ્છતા હતા. આપે સૌને સમાનતા, સહિષ્ણુતા, એકતા, સંપ, માનવબંધુત્વ અને હમદર્દની તાલીમ આપી.

"સૌને એક જોવું, એક સમજવું અને એક કરવું એ તૌહિદ છે." એમ આપ ફરમાવતા. આપનો પંથ દૂર્વેશીનો હતો. દૂર્વેશ કદી બળજબરીથી દબાણ કરી પોતાની વાત નથી મનાવતો. આપે ઈસ્લામના આદર્શો પર મજબૂત રીતે અમલ કર્યો. કોઈ પણ ધર્મને માટે આપે ખરાબ શબ્દો ન ઉચ્ચાર્યા. જે કોઈ સાચા દિલથી ઈમાન લાવતું તેને આપ દિને મુહમ્મદીથી પાવન કરતા, જે કોઈ મુસલમાન ન થતું તેના પ્રત્યે આપને કશો અવરોધ ન થતો. દરેક ધર્મના લોકો સાથે નમ્રતાથી વર્તતા. એને કારણે પારકા હોય કે પોતાના સૌ આપનાથી મોહબ્બત રાખતા. આવી ખૂબીઓને કારણે જ હજારો લોકો આપનું અનુકરણ કરવા લાગ્યા અને આપે ગ્રહેલો ધર્મ દિને ઈસ્લામ સ્વીકાર્યો. આપને હાથે એટલી મોટી સંખ્યામાં લોકો મુસલમાન થયા કે જેની કોઈ હદ નથી. ખઝીનતુલ અસફિયામાં છે કે "નાના–મોટા હજારો લોકો અલ્લાહના આ મહેબૂબની સેવામાં હાજર થઈ ઈસ્લામથી પાવન થયા, તેમજ આપના મુરીદ થયા તે એટલી હદે કે હિન્દુસ્તાનમાં ઈસ્લામનો ચિરાગ અને મહાન દરજજાવાળા ખાનદાનના તૂફૈલથી રોશન થયો !" એક વેળા હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.) દિલ્હીથી અજમેર જઈ રહ્યા હતા ત્યારે રસ્તામાં આપના હાથ મુબારક પર સાતસો માણસો મુસલમાન થયા. મતલબ કે હર પળે લોકો આપનાથી ફૈઝ પામતા.

હિન્દુસ્તાનમાં હઝરત ખ્વાજા મુઈનુદ્દીન (રહ.) ને હાથે ઈસ્લામની જે ખિદમત થઈ છે તે ખરેખર અજોડ છે. એને લઈને જ આપનો લકબ–ઉપનામ 'નબીએ કરીમ ﷺ ના હિન્દ ખાતેના વારસદાર' છે. આપે નબીએ કરીમ ﷺ ના માનવતાભર્યા ઉદેશો અને તાલીમને હિન્દના ખૂણે–ખૂણે ફેલાવી મખ્લૂકની ભારે સેવા બજાવી.

હઝરત ખ્વાજા ગરીબ નવાઝનો પહેરવેશ હાથે સિવેલો અત્યંત સાદો અને દૂર્વેશીભર્યો હતો. આપ બેવડા સૂતરના જાડા કપડાં પહેરતા. જયારે કોઈ કપડું ફાટી જતું ત્યારે જે રંગનું કપડું મળી આવતું પોતાને હાથે થીગડું મારી લેતા. આપનો ખોરાક પણ તદન સાદો હતો. પાણીમાં ભીજવેલા સૂકા રોટલાય આપ ખાઈ લેતા. છતાં કોઈ ફકીર કે મોહતાજ આપને દરવાજેથી પાછો ન જતો. હઝરત ખ્વાજા કાકી (રહ.) ફરમાવે છે કે "હું વર્ષો સુધી આપની સેવામાં રહ્યો, પણ મેં કોઈ માંગનારને આપને દરવાજેથી ખાલી હાથે પાછો જતાં જોયો નથી." મોટા તાજધારીઓ, રઈશો કે અન્ય લોકો તરફથી જે કંઈ ભેટ મળતી તેમાંથી કંઈ જ પોતાની પાસે ન રાખતા.

સઘળું ગરીબો અને મોહતાજાને વહેંચી દેતા. વળી, આપના લંગર (જાહેર રસોડું) માં તમામ મુલાકાતીઓ, હાજતમંદો અને ગરીબો ખાઈ રહે એટલો ખોરાક રોજ તૈયાર થતો. લંગરનો વ્યવસ્થાપક આપની પાસે આવી અદબપૂર્વક ખર્ચની માંગણી કરતો. આપ મુસલ્લો ઉઠાવી ફરમાવતા; "આજે ખર્ચ માટે જરૂરિયાત હોય તેટલા નાણાં લઈ લો ! " તે યોગ્ય રકમ લઈ લેતો. આમ હંમેશા લંગર ચાલતું.

**વફાત. ::—**

હઝરત ખ્વાજા ગરીબ નવાઝની બરકતવંતી જાતથી થોડાં જ વર્ષોમાં ઈમાનની રોશની ઝગમગી ઉઠી. આપની રૂહાની તાલીમના પ્રતાપે હિન્દના વિશાળ પ્રવેશમાં માનવતા, એકતા અને સત્યનો સંદેશો પહોંચ્યો. આપે કામિલ અને રૂહાની મહાનતાની ટોંચે પહોંચેલા પોતાના ખલીફાઓને લોકોની રૂહાની સેવા અર્થે સર્વત્ર મોકલી આપ્યા. જેમાંના (૧) ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) (૨) ખ્વાજા ફખ્રુદ્દીન (રહ.) (ખ્વાજા ગરીબ નવાઝના નેક પુત્ર) (૩) શેખ હમીદુદ્દીન નાગોરી (રહ.) (૪) શેખ વજીહુદ્દીન (રહ.) (૫) શેખ હમીદુદ્દીન સુફી નાગોરી (રહ.) (૬) ખ્વાજા બુર્હાનુદ્દીન ઉર્ફે બદુ (રહ.) (૭) શેખ અહમદ (રહ.) (૮) શેખ મુહસિન (રહ.) (૯) ખ્વાજા સલમાન ગાઝી (રહ.) (૧૦) શેખ સમ્શુદ્દીન (રહ.) (૧૧) ખ્વાજા હસન ખય્યાત (રહ.) (૧૨) શેખ અબ્દુલ્લાહ (રહ.) એક વખતના – જયપાલ જોગી (૧૩) શેખ સદરૂદ્દીન કિરમાણી (રહ.) (૧૪) ખ્વાજા મુહમ્મદ યાદગાર રહમતુલ્લાહિ અલયહિમ અજમઈન વગેરે હતા.

આખરે ખ્વાજા સાહેબની ઉંમર ૯૭ વર્ષની થઈ ગુજરી જવાના વીશેક દિવસ પહેલા પોતાના વરિષ્ઠ ખલીફા હઝરત ખ્વાજા કુત્તુબુદ્દીન બખ્ત્યાર કાકી (રહ.) ને પોતાની ખિલાફત આપી અને દિલ્હી જવા ફરમાવી મુબારક હાથે પોતાની ટોપી આપના માથે મૂકી અને શેખ ઉસ્માન હારૂની કુદ્દુસ સિર્રૂહુની લાકડી, પોતાની તિલાવત માટેનું કુર્આન શરીફ અને મુસલ્લો આપ્યા ત્યાર પછી હિ.સ. ૬૨૭ ના રજજબ માસની છઠ્ઠી તારીખ અને રવિવારના દિવસે અલ્લાહના પ્યારા થઈ ગયા. (ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજેઉન)...... ...

## હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)નો જન્મ હિ.સ. ૫૬૧માં મધ્ય એશિયાના તુરાન પરગણામાં ઔશ ગામે થયો હતો. આપનું મુબારક નામ બખ્તિયાર અને ઉપનામ કુત્બુદ્દીન હતું. આપની એક જાણીતી કરામતને પરિણામે

લોકજીભે 'ખ્વાજા કાકી' કહેવાતા, આપ હુસૈની સાદાતમાંથી છે. આપના માનનીય પૂર્વજોનો સિલસિલો સત્તરમી પેઢીએ અમીરૂલ મુઅ્મિનીન હઝરત અલી રદીયલ્લાહુ તઆલા અન્હુને જઈને મળે છે.

એ હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) એ શરીયતની તાલીમ તો પોતાના વતનમાં જ લીધી હતી; પરંતુ બાતિની તાલીમને વિકાસ આપવો અને સુલૂકની મંઝીલો પસાર કરવા માટે આપ કોઈ કામિલ વલીઉલ્લાહની શોધમાં હતા. હઝરત ખ્વાજા અજમેરી (રહ.) જયારે તુરાન પ્રદેશની સફર કરતાં ઔશ ગામે પધાર્યા ત્યારે હઝરત ખ્વાજા કુત્બુદ્દિન બખ્તિયાર કાકી (રહ.) ઘણી જ અકીદતમંદી સહિત તે માનવંતની સેવામાં ગયા અને રૂહાની ફૈઝ મેળવી મુરીદ બન્યા.

હઝરત ખ્વાજા અજમેરી (રહ.) જેવા બાકમાલ અને શ્રેષ્ઠતમ શૈખના ફૈઝભર્યા સહવાસથી આપને વિશાળ રૂહાની શક્તિ અને કમાલ પ્રાપ્ત થયા. શૈખની સેવામાં રહીને આપે સુલૂકની અઘરી મંઝીલો પસાર કરી અને ઊંડું બાતિની શિક્ષણ મેળવ્યું. વળી, પીર સાથે રહી અનેક પ્રદેશોની સફર કરી દૂર્વેશીના અનુભવો મેળવ્યા.

'તારીખે ફરિશ્તા' માં છે કે આપ રાત–દિવસમાં થઈને અઢીસો રકાત નમાઝ પઢતા અને દર રાત્રે નિયમિત રીતે ત્રણ હજાર વાર દુરૂદ શરીફ પઢીને આકાએ નામદાર હઝરત મુહમ્મદ મુસ્તૂફા ﷺ ની પવિત્ર બારગાહમાં ભેટ ધરતા. એક વેળા આપે વિવિધ પ્રદેશોની સફરનો ઈરાદો કર્યો. જયારે આપના અમ્માએ જાણ્યું કે ખ્વાજા સાહેબ તો ઘર છોડી દૂર–દૂર સુધી પ્રવાસ કરવાનો ઈરાદો સેવે છે ત્યારે તેમણે અત્યંત આગ્રહ સહિત આપની શાદી ઘણી નેક અને ખૂબસુરત એવી એક ખાતૂન સાથે કરી. શાદી પછીની પહેલી ત્રણ રાતોમાં નબી ﷺ ના પવિત્ર દરબારમાં દુરૂદ શરીફ મોકલવાનો અમલ છૂટી ગયો અને દરરોજ ત્રણ હજાર વાર દુરૂદ શરીફની ભેટ ન મોકલી શકાઈ.

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) ના એક મુરીદ હતા જેમનું નામ રઈશ અહમદ હતું. તેઓ ઘણાં પરહેઝગાર અને અલ્લાહવાલા બુઝૂર્ગ હતા. તેમણે એ દિવસોમાં એક રાત્રે ખ્વાબ જોયો. ખ્વાબમાં તેઓ જુએ છે કે એક ઘણો સુંદર અને મોટો સજાવટવાળો મહેલ છે. એ મહેલની પાસે લોકોની પૂષ્કળ ભીડ જામી છે અને નૂરાની ચહેરાવાળા મધ્યમ કદના એક માણસ મહેલમાંથી વારંવાર આવ–જા કરે છે અને બહાર ઉભેલા લોકોના સંદેશા મહેલમાં લઈ જાય છે તેમજ તેમના જવાબ લાવે છે. આ જોઈ રઈશ અહમદે ત્યાં ઉભેલા એક માણસને પૂછયું કે મહેલમાં સંદેશા લઈ જનાર આ બુઝૂર્ગ કોણ છે અને કઈ આબરૂદાર હસ્તીનો આ

મહેલ છે ? તે માણસે કહ્યું, કે આ મહેલમાં હઝરત સરવરે કાયનાત હુઝુર મુહમ્મદ મુસ્તૂફા ﷺ બિરાજમાન છે અને સંદેશા લઈ જનાર શખ્સ હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) છે. આ સાંભળી રઈશ અહમદ ટોળામાં ઘુસી ગયા અને લોકો વચ્ચે રસ્તો કરી હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) ની નજીક જઈ અરજ કરી કે, "મારા નાચીઝ તરફથી પણ આકાએ નામદાર ﷺ ની સેવામાં અરજ કરો કે રઈશ અહમદ નામે આપનો એક ગુલામ આપના પવિત્ર દીદાર માટે આશાવંત છે." હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) મહેલમાં ગયા અને થોડી વારે બહાર આવી જવાબ લાવ્યા કે હઝરત રસૂલે ખુદા ﷺ ના પવિત્ર દીદાર કરવાની લાયકાત જન્મી નથી. તમે જાવ અને કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ને અમારા સલામ પહોંચાડો અને કહેજો કે તમે રોજ રાત્રે દુરૂદ શરીફની ભેટ અમારા માટે મોકલતા હતા, તે ત્રણ રાતોથી શા માટે બંધ છે ?

જયારે રઈશ અહમદ જાગ્યા ત્યારે હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ની સેવામાં જઈ ખ્વાબની બધી વિગત કહી સંભળાવી. હુઝૂર રસુલે ખુદા ﷺ તરફથી મળેલો ઠપકો સાંભળીને પોતાની ગફલત બદલ આપને ઘણો અફસોસ થયો. અલ્લાહના નબી ﷺ ની સેવામાં ત્રણ રાતોથી દુરૂદ શરીફ ન મોકલી શકાયું તેનો આપ પસ્તાવો કરવા લાગ્યા. દુનિયા સાથેના પોતાના સબંધો એકદમ ઘટાડી દીધા.

એ પછી આપ સફરમાં નીકળી પડયા અને દૂર્વેશોના સહવાસમાં રહી તેમનાથી લાભ મેળવતા રહ્યા.

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.) ના અત્યંત માનીતા ખલીફા હોવાનું માન હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ને ફાળે જાય છે. હઝરત ખ્વાજા અજમેરી (રહ.)એ હિદાયત અને સત્ય માર્ગની જે માસલ ચેતાવી તેના પવિત્ર નૂરને વ્યાપક કરવાનું, ફેલાવવાનું કામ ખ્વાજા કુત્બુદ્દીન (રહ.)એ ઘણી ઉત્તમ રીતે બજાવ્યું. આપની ગણના હિન્દુસ્તાનના મહાન ઔલિયાએ કિરામમાં થાય છે.

ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ના રૂહાની ફૈઝ અને તબ્લીગી બોધથી તથા આપના ઉત્તમ સદાચાર અને નેકીભરી રહેણી–કરણીથી હજારો લોકોએ લાભ લીધો. આપ પોતાના સમયના સર્વશ્રેષ્ઠ અને કામિલ વલી હતા.

આપના ખલીફાઓમાં (૧) હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) (૨) સુલ્તાન સમશુદ્દીન અલ્તમસ (રહ.) (૩) કાઝી હમીદુદ્દીન નાગોરી (રહ.) (૪) શેખ જલાલુદ્દીન અબુલ કાસિમ તબરેજી (રહ.) વગેરેના નામ જાણીતા છે. 'ખઝીનતુલ અસ્ફિયા'ની નોંધ મુજબ તેમની સંખ્યા ૨૭ છે.

સિમઆને પરિણામે જ આપની વફાત થઈ. એકવાર શૈખ અલી સજિસ્તાન (રહ.) ની ખાનકાહમાં શૈરની મહેફિલ હતી. કવ્વાલોએ શૈખ અહમદ જામનો કશીદો શરૂ કર્યો. તેઓ આ શૈર પર આવ્યા;

કુશ્તગાને ખંજરે તસ્લીમ રા, હરઝમાં અઝ ગૈબ જાને દિગરસ્ત !

(અર્થાત; ખુદાની રઝામંદી અને તેની રાહમાં જીવ આપનારને પળે–પળે ગૈબથી એક (બીજી) જિંદગી મળતી હોય છે.)

હઝરત ખ્વાજા સાહેબે આ શૈર સાંભળ્યો તો આપના પર ભારે વજદ છવાઈ ગયો અને તડપવા લાગ્યા. વારંવાર ઉપરોકત શૈર ઉચ્ચારતા આખરે બેહૌશ થઈ ગયા. આપને આવી જ સ્થિતિમાં શૈખ હમીદુદ્દીન નાગોરી (રહ.) અને મૌલાના બદરૂદ્દીન ગઝનવી (રહ.) ઘરે લાવ્યા. આપ બેહૌશ જ હતા. હમીદુદ્દીન નાગોરી (રહ.)ની જાંઘ પર આપનું મુબારક માથું હતું અને બન્ને પગ શૈખ બદરૂદ્દીન ગઝનવી (રહ.) ના ખોળામાં હતા. જયારે આપની હાલત વધુ ખરાબ થઈ ગઈ ત્યારે શૈખ હમીદુદ્દીન નાગોરી (રહ.)એ અરજ કરી; "હઝરત ! આપની હાલત ચિંતાજનક છે, ખિલાફત માટે શું હુકમ છે ? આ વખતે ઘણાં દૂર્વેશો ઉપસ્થિત હતા. વળી, આપના ફરઝંદ પણ હયાત હતા; હઝરત ખ્વાજા સાહેબે ફરમાવ્યું; "ખિલાફતને લાયક તો હઝરત ફરીદુદ્દીન ગંજશકર (રહ.) છે, માટે હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.) તરફથી મને મળેલ ખિરકહ (દૂર્વેશોનો પોશાક), મુસલ્લો, લાકડી, પગરખાં અને પાવડીઓ તેમને પહોંચાડજો". આ રીતે આપે હઝરત બાબા ગંજશકર (રહ.)ને પોતાનું ખાસ ખિલાફત પદ આપ્યું. ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી હઝરત ખ્વાજા સાહેબ પર બેહૌશીની હાલત રહી. માત્ર નમાઝનો વખત થતો ત્યારે વૂઝુ કરી ફર્ઝ તથા સુન્નતો અદા કરી લેતા. એ પછી તુરત આપના પર સુક્ર છવાઈ જતો. આ સ્થિતિમાં ચોથે દિવસે; ૧૪ મી રબિઉલ અવ્વલ ૬૩૪ હિજરીના રોજ આપ વફાત પામ્યા. (ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન !)

## હઝરત ફરીદુદ્દીન ગંજશકર (રહ.)

આપનું મુબારક નામ મસઉદ અને ઉપનામ ફરીદુદ્દીન હતું. આપ 'ખ્વાજા ગંજશકર' પણ કહેવાય છે. હિન્દુસ્તાનના મુલ્તાન જિલ્લાના ખેતવાલ ગામે હિજરી સન. ૫૮૪ માં આપનો જન્મ થયો હતો. આપના પૂર્વજો કાબુલના રાજયકર્તા હતા. આપના પિતાજી હઝરત જલાલુદ્દીન સુલેમાન, સુલતાન મહમૂદ ગઝનવીના ભાણેજ થતા હતા.

બાબા ફરીદુદ્દીન (રહ.) અમીરૂલ મુઅ્મિનીન હઝરત ઉમર (રદિ.)ની

ઔલાદમાંથી છે. આપના માનનીય પૂર્વજોનો સિલસિલો હઝરત ઉમર (રદિ.)ને જઈ મળે છે. ખેતવાલમાં પ્રાથમિક શિક્ષણ પૂરૂં કરી વધુ અભ્યાસ માટે આપ મુલ્તાન આવ્યા. મુલ્તાનમાં એક મસ્જિદમાં રહી આપે મૌલાના મિન્હાજુદ્દીન નામે એક આલિમ પાસેથી શરીયત, ફિકહ વગેરેનું શિક્ષણ મેળવ્યું. ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) એશિયાથી પ્રવાસ કરતા મુલ્તાન આવતા, બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) માનવંતની સેવામાં જઈ રૂહાની તાલીમ મેળવી અને તેમના મુબારક હાથ પર બૈઅત કરી, તે વખતે આપની ઉંમર અઢાર વર્ષની હતી.

બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ને પોતાના મુર્શિદે વધુ ઈલ્મ મેળવવાની સૂચના કરી હતી. એ સૂચનાનો અમલ આપે બરાબર કર્યો અને હિન્દુસ્તાન છોડી ગઝની, બગદાદ, સેવસ્તાન બદખશાં અને કંદહાર વગેરે સ્થળોએ જઈ ઝાહિરી તથા બાતિની શિક્ષણ મેળવ્યું. આપે અનેક પ્રદેશોનો પ્રવાસ કરી ત્યાંના ઔલિયાએ કિરામનો લાભ લીધો. 'તારીખે ફરિશ્તા'માં છે કે આપ કંદહાર પાંચ વર્ષ સુધી તાલીમ મેળવતા રહ્યા અને એ પછી મહાન શેખ શિહાબુદ્દીન ઉમર સુહરવર્દી (રહ.), શૈખ સૈફુદ્દીન ખિઝરી (રહ.), શૈખ મઅદુદ્દીન હમવી (રહ.), શૈખ બહાઉદ્દીન ઝકરિયા (રહ.), શૈખ ઉહદુદ્દીન કિરમાની (રહ.) અને શૈખ ફરીદુદ્દીન મુહમ્મદ અત્તાર નિશાપુરી (રહ.) વગેરે મહાન બુઝૂર્ગોની મુલાકાત લઈ તેમનાથી ફૈઝ મેળવ્યો. શૈખ ખિઝરી (રહ.)એ આપને ફરમાવ્યું; "બેટા ! દૂર્વેશીની આ રાહમાં તું સૌથી અલગ થઈ માત્ર ખુદાનો થઈ જા !" શૈખ બહાઉદ્દીન ઝકરીયા (રહ.)એ ફરમાવ્યું, "હે દીકરા ! પર્દાપોશી એ જ દૂર્વેશી છે, ન કે ખિરાકપોશી !" (એટલે કે સૌના ઐબો છુપાવવા એમાં ખરી દૂર્વેશી સમાયેલી છે. દૂર્વેશોનો માત્ર પોશાક ધારણ કરવાથી દૂર્વેશ સંતપુરૂષ બની જવાતું નથી.) "દૂર્વેશોનો પોશાક તો તેને જ શોભે જે બીજાઓના ઐબો, ખોડ–ખાપણો છુપાવે !"

ગઝની શહેરના એક બુઝૂર્ગનો બોધ વર્ણવતા બાબા ફરીદ (રહ.) ફરમાવે છે કે તેમણે મને નસીહત કરી હતી કે દુનિયાએ આદમી તરફ પીઠ કરેલી છે અને આખિરતે મોં કર્યું છે. (આર્થાત, દુનિયાએ પીઠ કરી છે એનો અર્થ એ છે કે દુનિયા માનવીથી નાશે છે જયારે આખિરત તેની તરફ મોં કરીને ઉભી છે એટલે માનવી માટે ઉત્સુક છે, પણ માનવી તેની પરવા કરતો નથી અને દુનિયા પાછળ ગાંડો થાય છે.) જીવનમાં દુનિયા અને આખિરત બન્ને સાથે છે. આખિરતને દુનિયા પર શ્રેષ્ઠતા આપવી જોઈએ, કેમ કે આખિરત જ કામ આવવાની છે.

અનેક પ્રદેશોના સફર કરી તેમજ અનેક મહાન બુઝૂર્ગોની મુલાકાત લઈ તેમનાથી ફૈઝ મેળવી, ઘણાં વર્ષ પછી હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) પોતાના પીરો

મુર્શિદ હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) ની સેવામાં દિલ્હી આવ્યા. પીરો મુર્શિદ આપને દિલ્હી આવેલા જાઈ ઘણા રાજી થયા. અનેક વર્ષો પછી પોતાના લાયક મુરીદને પોતાની પાસે આવેલા જોઈ તેમને ઘણો હર્ષ થયો. તેમણે આપને રહેવા માટે દિલ્હીમાં ગઝની દરવાજા પાસે એક જગ્યા પસંદ કરી આપી. આપ ત્યાં રહો ! બંદગી તથા તપસ્યામાં પરોવાઈ મુર્શિદની કૃપા દૃષ્ટિ હેઠળ રૂહાની તર્બિયત અને સંસ્કાર મેળવવા લાગ્યા. થોડાં જ સમયમાં આપને અલ્લાહની મકબુલિયત પ્રાપ્ત થઈ. આપ ઈબાદતમાં એટલા બધા પ્રવૃત્ત રહેતા કે અલ્લાહની યાદ સિવાય બીજા કશોનો ખ્યાલ રહેતો નહિં. ઈબાદતમાં કષ્ટો સહન કરવાને પરિણામે શરીર અત્યંત અશકત અને દુબળું થઈ ગયું. જયારે સુલ્તાન આશીકીન હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.) હઝરત ખ્વાજા કાકી (રહ.)ને મળવા માટે હિલ્હી પધાર્યા ત્યારે હઝરત બાબા ફરીદ (રહ.)ને જાવા માટે આપના ઓરડામાં આવ્યા, પણ બાબા ફરીદ (રહ.)ને અશકિત અને નબાળાઈ એટલી બધી હતી કે એ બુઝૂર્ગોની સત્કારાર્થે ઉભા પણ ન થઈ શકયા. ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)એ આપને માટે દુઆ કરી. એ વખતે ગૈબથી અવાજ આવ્યો; અમે ફરીદને કબૂલ કર્યા છે. એ પોતાના સમયના અજોડ વલી હશે. "ખ્વાજા અજમેરી (રહ.)એ પણ પોતાની ખિલાફતની પાઘડી આપના શિરે બાંધી. આ વખતે ખ્વાજા અજમેરી (રહ.)એ ખ્વાજા કાકી (રહ.)ને ફરમાવ્યું;" બાબા કુત્બુદ્દીન શાહબાઝે અઝીમ દર દામ આવુર્દ કે બજુઝ સિદ્રતુલ મુન્તહા આશિયાના નમી ગીરદ ! (બળા કુત્બુદ્દીન ! તમે મહાન શેહબાઝને પકડયા છે જે સિદ્રતુલ મુન્તહા વિના માળો નહી બાંધે ! "

સંજોગોવશાત એકવાર બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ને જંગલમાં થઈને જવાનું થયું. રસ્તો ઘણો લાંબો હતો. ચાલતા-ચાલતા આપને તરસ લાગી. રસ્તામાં કોઈ ગામ પણ નહોતું આવતું કે ત્યાં પાણી પીવા મળે. આગળ જતાં જંગલમાં એક કુંવો જોવા મળ્યો. આપે વિચાર્યુ કે ચાલો, હવે પાણી પીવા મળશે, પણ કુદરત આપની કસોટી કરી રહી હતી. આપ કુંવા નજીક ગયા અને જોયું તો ત્યાં ડોલ-દોરડું ન મળે ! પાણી કાઢવું શી રીતે ? નિરાશ થઈ આપ કુંવા નજીક એક જગ્યાએ બેસી ગયા. હજી થોડી વાર થઈ હશે એટલામાં થોડાક હરણો કુંવા પર પાણી પીવા આવ્યા. હરણો તો બેધડક કુંવાના થાળા પર ચડી ગયા અને ઉપર આકાશ તરફ જોયું. ખુદાની કુદરતથી કુંવાનું પાણી ઠેઠ થાળા સુધી ઉભરાઈ આવ્યું. હરણોએ ધરાઈને પાણી પીધું અને ચાલ્યા ગયા. બાબા ફરીદુદ્દીન (રહ.) ઉપર પાણી જોઈ કુંવા નજીક ગયા કે તુરત કુંવાનું પાણી ઉંડે ઉતરી ગયું. હઝરત ખ્વાજા સાહેબે આ જોઈ અત્યંત શોકમય વદને મોં ઉઠાવ્યું અને આકાશ તરફ નજર કરી બોલ્યા; "યા ઈલાહી ! હું એ હરણો કરતાંય નકામો-ઓછપવાળો છું કે એમને માટે તો કુંવાનું પાણી

ઉપર સુધી આવી ગયું અને જયારે હું પીવા ગયો ત્યારે તે નીચે ઉતરી ગયું !" તુરંત ગૈબી અવાજ આવ્યો; "અય ફરીદ (રહ.) ! હરણો માત્ર મારા પર ભરોસો રાખી પાણી પીવા આવ્યા હતા, જયારે તમે તો ડોલ–દોરડાનો આધાર શોધ્યો, પછી ફરિયાદ શાની ?"

આ અવાજ સાંભળી આપ (રહ.)ને પોતાની ભૂલ સમજાઈ. આપ પસ્તાયા અને એની તૌબા રૂપે ૪૦ દિવસના રોજા રાખ્યા ! ચાલીસમે દહાડે જયારે રોઝો ખોલવાનો વખત થયો, ત્યારે ઈફતાર માટે કોઈ વસ્તુ નહોતી આપે મોમાં ચપટી માટી નાખી. ખુદાની કુદરતથી માટી મોમાં જતાં જ ખાંડ બની ગઈ ! જયારે આ વાતની ખબર આપના પીરો મુર્શિદ ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ને થઈ ત્યારે તેમણે ફરમાવ્યુ; "ફરીદ તો 'ગંજશકર' (મીઠાશનો ખજાનો) છે !" આ બનાવ પછી આપનું મુબારક નામ "ગંજશકર" થયું !

હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)એ બીબી હઝીરહ (રહ.) દિલ્હીના સુલતાન ગ્યાસુદ્દીન બલ્બનની પુત્રી સાથે નિકાહ કર્યા હતા. આપને પાંચ દીકરા અને ત્રણ દીકરીઓ હતી. બલ્બન સુલ્તાન બન્યો એ પહેલા તેણે પોતાની પુત્રીના નિકાહ ખ્વાજા સાહેબ સાથે કર્યા હતા, પરંતુ સુલ્તાન બન્યા પહેલા અને સુલ્તાન બન્યા પછી પણ ખ્વાજા સાહેબના સરખા જ નિઃસ્પૃહ અને લાલસારહિત સંબંધ કાયમ રહ્યા.

હઝરત બાબા ફરીદુદ્દીન મસઉદ ગંજશકર (રહ.)ની રૂહાની શાન અને શક્તિ તથા ઉમદા ચારિત્ર્ય બળથી ચિશ્તીયા સિલસિલાની કીર્તિમાં ખૂબ વધારો થયો. દેશભરમાં આપના ફૈઝ પામેલા સેંકડો બુઝૂર્ગો, સંતો અને ત્યાગીઓએ હઝરત ગરીબનવાઝ અજમેરી (રહ.)ની જલાવેલ રૂહાની જયોતના નૂરથી લોકોને અનહદ લાભ પહોંચાડયો. આપના મુરીદો અને ખલીફાઓ અસંખ્ય હતા જેમાં સેંકડો ખુદારશીદ બુઝૂર્ગો અને કામિલ વલીઓનો સમાવેશ થાય છે.

આપના ખલીફાઓમાં હઝરત ખ્વાજા જમાલુદ્દીન હાંસવી (રહ.), હઝરત ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયા (રહ.), હઝરત મખ્દૂમ સલાઉદ્દીન સાબિર કલિયરી (રહ.), શૈખ નજીબુદ્દીન મુતવકિકલ (રહ.), શૈખ દાઉદ પાલહી (રહ.), શૈખ બુર્હાનુદ્દીન હાંસવી (રહ.) વગેરે ઘણાં જાણીતા બુઝર્ગો હતા જેમાં આપના નેક પુત્રોનો પણ સમાવેશ થાય છે.

હઝરત શૈખ નિઝામુદ્દીન ઔલિયા (રહ.) જે આપના ઘણાં પ્રિય મુરીદ હતા. તેઓ ફરમાવે છે કે "મારા પીરો મુર્શિદ બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) આખરી ઉંમરમાં જયારે માંદા પડયા ત્યારે માંદગીના દિવસોમાં મને બોલાવ્યો અને ફરમાવ્યું; "ખુદા તમને વધુ ખુશનસીબ બનાવે ! તમે એવા ઝાડ સમાન બનશો કે જેને છાંયડે મખ્લૂક આરામ મેળવશે."

એ સિવાય ઘણી નસીહતો ફરમાવી અને ખાસ ખિરકહ (દુર્વેશોની કંબલ) અર્પણ

કરી મને દિલ્હી રવાના કર્યો. મને વિદાય કરતી વેળા આપની પવિત્ર આંખોમાં આંસુ ભરાઈ આવ્યા અને ફરમાવ્યું; "જાવ ! તમને મહાન રક્ષણ કરનાર અલ્લાહને સોંપ્યા. તમારી જુદાઈથી અનહદ દુઃખ થાય છે. વિશેષ કાબેલિયત માટે મુજાહિદા (તપસ્યા) બરાબર કરતા રહેજો !" એ પછી હું દિલ્હી તરફ રવાના ગઈ ગયો."

બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ની ઉંમર મુબારક ૯૩ વર્ષની થઈ હતી. એક દિવસ શમ્સ દબીર શાઈરે ખ્વાજા નિઝામી (રહ.)નું અલ્લાહના ઈશ્કથી સભર એવું એક કાવ્ય આપને સંભળાવ્યું. આ કાવ્યની આપના પર એવી ઉંડી અસર પડી કે આપ બેહોશ થઈ ગયા ! જયારે હોશ આવ્યો ત્યારે શમ્સ દબીરને એક ખાસ પહેરણ અર્પણ કર્યું. એ પછી આપ કુર્આને પાકની તિલાવતમાં પરોવાઈ ગયા અને ખુદાની રહેમતમાં પહોંચતા સુધી કોઈનાથી ઝાઝી વાત ન કરી.

ગુજરી જવાના થોડાક દિવસ અગાઉ આપ (રહ.) બીમાર પડયા. દિવસે-દિવસે માંદગી વધતી જતી હતી. હિજરી સન. ૬૭૭ ના મુહર્રમ માસની ૫ મી તારીખે આપની વફાત થઈ. આપનો મઝાર પંજાબમાં અજોધન મુકામે છે.

## હઝરત સૈયદ મખ્દૂમ સિકંદર (રહ.)

ગુજરાતમાં ઈસ્લામના આંદોલનમાં વધારેમાં વધારે ફાળો બુખારી સૈયદોનો છે. હિજરીની સાતમી સદીથી આ ખાનદાને ગુજરાતમાં ઈસ્લામની જયોત પ્રજવલ્લિત કરવાના ચક્રો ગતિમાન કરી દીધા હતા. શૈખુલ ઈસ્લામ બહાઉદ્દીન ઝકરીયા મુલ્તાની (રહ.) ના ખલીફા હઝરત જલાલુદ્દીન જલાલ સુર્ખ બુખારી (રહ.) જેમની કબર ઉચ્છ મુકામે છે. આપે પોતાના કેટલાક ખલીફાઓને ગુજરાત મોકલ્યા જેથી ગુજરાતમાં ઈસ્લામની રોશની ફેલાવવાના વ્યવસ્થિત પ્રયત્નો થયા.

સૈયદ જલાલુદ્દીન (રહ.)ના પ્રપૌત્ર હઝરત જહાંનિયા જહાંગસ્ત (રહ.)એ પણ આ પ્રયત્નો ચાલુ રાખવા ગુજરાતનો પ્રવાસ ખેડયો જયાં જરૂર જણાય ત્યાં પોતાના ખલીફા નિમ્યા જેમાં હઝરત સિકંદર બિન મસ્ઉદ (રહ.) (માંગરોળ) મુખ્ય છે.

હઝરત સૈયદ સિકંદર બિન મસ્ઉદ હુસૈની તિરમીઝ (તુર્કસ્તાન)ના રહેવાસી હતા. તેઓની વંશાવલી હઝરત ઈમામ મુસા કાઝિમ (રહ.) સુધી પહોંચે છે. મખ્દૂમ સિકંદર (રહ.) ૧૩ કે ૧૪ વર્ષની ઉંમરમાં શિક્ષણ પ્રાપ્ત કરવા માટે ઉચ્છ શહેરમાં હઝરત જલાલુદ્દીન મખ્દૂમ જહાંનિયા જહાંગસ્ત (રહ.)ની સેવામાં હાજર થયા અને સામાન્ય અનુયાયી પેઠે ચાકરી કરવા લાગ્યા. થોડાક સમય પછી હઝરત જહાંનિયા જહાંગશતને માલૂમ પડયું કે તેઓ જાતે સૈયદ છે. એટલે તેઓ પાસેથી ચાકરી લેવાનું

બંધ કર્યુ. અમુક સમય પછી હઝરત જહાંનિયા જહાંગશ્તે આપને ખિલાફત અર્પણ કરી, સોરઠના મુસલમાનોને ઈસ્લામનું શિક્ષણ આપવા માટે માંગરોળ તરફ રવાના થવાનો હુકમ આપ્યો. તેઓ હુકમ મળતા ખાનકાહના સંખ્યાબંધ અનુયાયીઓ સાથે માંગરોળ આવી પહોંચ્યા.

આપે પોતાના પિરોમુર્શિદની પરવાનગીથી તબ્લીગ તથા રૂહાની ખિદમત કાજે માંગરોળ ખાતે કાયમી વસવાટ કર્યો. આપની ખાનકાહના નિભાવ અંગે મખ્દૂમપુર ગામ આપવામાં આવ્યું.

હઝરત સિકંદર (રહ.)ને તેમના પિરોમુર્શિદ તરફથી મળેલ તબર્રુકાત સરકારે દોઆલમ હઝરત મુહંમદ ﷺ નું પહેરણ તેમજ અન્ય બુઝૂર્ગોના તબર્રુકાત, પ્યાલો, અલમ, પાલખી, કાપડ પર લખાયેલ કુર્આને શરીફ, નેઝા વગેરે આપની ગાદીના સજજાદાનશીન પાસે ઉત્તરોત્તર સંભાળતા હાલમાં પણ સૈયદ મુહમ્મદ સાહેબ બિન અમીરમીયા સાહેબ સજજાદાનશીન હસ્તક સુરક્ષિત છે.

હઝરત સૈયદ સિકંદર (રહ.) ૭૫ વર્ષની ઉમરે હિજરી ૮૨૫ માં જન્નતનશીન થયા. આપના બે દીકરા હતા. સૈયદ આદમ અને સૈયદ રાજુ; જેમાં સૈયદ આદમ આપના ખલીફા થયા. તેમની વફાત પછી સૈયદ રૂકનુદ્દીન (રહ.)ને ખિલાફત મળી જેઓએ હઝરત શાહેઆલમ (રહ.)ને મદદ કરવા માટે અમદાવાદ પત્ર લખ્યો હતો. હઝરત સિકંદર (રહ.)ની દરગાહ માંગરોળમાં સમુદ્ર કિનારે આવેલી છે.

## હઝરત કુત્બે આલમ બુખારી (રહ.)

હઝરત જહાંનિયા જહાંગશ્ત (રહ.)ના ભાઈ હઝરત રાજુ કત્તાલે દિનના મકસદથી જ હઝરત કુત્બેઆલમ બુખારી (રહ.)ને ઉચ્છથી નાનપણમાં જ ગુજરાત રવાના કરી દીધા હતા. તેમનું મુળ નામ અબ્દુલ્લાહ કુન્નિયત અબૂ મુહમ્મદ અને લકબ બુર્હાનુદ્દીન હતું. પરંતુ કુત્બેઆલમથી પ્રખ્યાત છે. વાલિદનું નામ નશીરૂદ્દીન મુહમ્મદ હતું. સિલસિલાએ નસબ હઝરત ઈમામ અશકરી (રહ.)ના ભાઈ સૈયદ ઈમામ જાફર (રહ.) સુધી પહોંચે છે. જન્મ ૧૪મી રજજબ હિ. ૭૯૦, જન્મ સ્થળ ઉચ્છ, દશ વર્ષની ઉંમરે યતીમ થયા. બાર વર્ષની વયે ગુજરાતમાં પાટણ તશરીફ લાવ્યા.

ગુજરાતમાં દિનની દાવત માટે બુખારી સૈયદો અગ્રસ્થાને છે. તે જ રીતે ગુજરાતમાં ઈસ્લામી હુકૂમતની સ્થાપનામાં પણ આ ખાનદાનની ભૂમિકા રહેલી છે. અહમદશાહ બાદશાહના દાદા મુજફ્ફરખાનને હઝરત મખ્દૂમ જહાંનિયા જહાંગશ્તથી

ભારે અકીદત હતી. એકવાર હઝરતની ખાનકાહમાં ફકીરો અને લોકોની ભીડ ઘણી જ વધી ગઈ. લંગરખાનામાં બધાને પહોંચી વડે એટલું ભોજન ન હતું. મુજફ્ફરખાનને આ વાતની જાણ થતાં તે ઘરે ગયા. પછી ઘરમાંથી અને બજારમાંથી ખાવાનું અને મિઠાઈ લાવી તે બધું ફકીરોમાં વહેંચી દીધું. તેથી તેમણે ખુશ થઈ અલ્લાહુ અકબરનો પોકાર કર્યો. એ સાદ હઝરતને કાને પહોંચતા આપે તે વિશે તપાસ કરી અને સાચી વાતની માહિતી મળતા જાફરખાનને પોતાની પાસે બોલાવી કહ્યું, આજે તમોએ અમારી ખાનકાહમાં મહેમાનોની ખિદમત કરી છે. એના બદલામાં ખુદાપાક તમને ગુજરાતની હુકૂમત સુપ્રત કરશે, એવી અમારી દુઆ છે. આમ કહી આપે પોતાની સામે પડેલ ખુર્ચામાંથી મુઠ્ઠી ભરી ખારેકો મુજફ્ફરખાનને આપી. જેટલી ખારેકો આપી તેટલા જ બાદશાહો તેમના ખાનદાનમાં થયા.

આપમાં રહેલ ઈશ્કે રસૂલ ﷺ ના કારણે આપને પોતાના જમાનાના ઉવૈશ કર્ની તરીકે ઓળખાવ્યા છે. આપ સંપૂર્ણ સુન્નતની પૈરવી કરતા હતા. હઝરત કુત્બે આલમ (રહ.)પોતાના લખાણમાં ફરમાવે છે કે ઈસ્લામની તબ્લીગ અને લોકસેવા વિનાનું જીવન એ મો'મિનનું જીવન નથી. હઝરત કુત્બે આલમ (રહ.)એ જીવન ઈસ્લામ કાજે વકફ કરી દીધું હતું. ગુજરાતના હજારો લોકોએ આપના હાથે ઈસ્લામ સ્વીકારી ધન્ય બન્યા હતા. એક વેળા કેટલાક અમીરોએ યદ્ધમાંથી પ્રાપ્ત થયેલ કિંમતી માલ હઝરતની ખિદમતમાં પેશ કર્યો. આપે તે લેવાનો ઈન્કાર કર્યો અને ફરમાવ્યું કે બયતુલમાલનો ઉપયોગ અમારી ખાનકાહમાં કરવો એ યોગ્ય નથી.

સામાન્ય રીતે હઝરત લોકોની ભેટ–સોગાત સ્વીકારતા ન હતા. ફરમાવતા હતા કે તેથી એક ખોટી પ્રણાલિકા પડી જવાનો ભય રહે છે. હઝરત કુત્બેઆલમ (રહ.) ના મઝાર શરીફમાં એક અજાયબ પથ્થર છે. એકવાર હઝરત રાત્રે તહજ્જુદની નમાઝ પઢવા ઉઠયા. હુઝરા મુબારકમાંથી વૂઝુ માટે બહાર નીકળ્યા. ચોગાનમાં બાવળનું લાકડું પડયું હતું. ઘોર અંધારી રાત હતી. ચાલતા–ચાલતા હઝરત અથડાયા. હઝરત એકાએક બોલી ઉઠયા કે લાકડું છે કે પથ્થર ? લોખંડ છે કે બીજું કાંઈ છે ? સવાર પડી ત્યારે બધાએ જોયું કે તે ચાર પદાર્થોમાં ફેરવાય ગયું હતું. અત્યારે તે મૌજુદ છે જેમાં પથ્થર કે લોખંડ અને લાકડાનો ભાગ હોય તેવું જણાય છે. વળી, તે કયો પદાર્થ છે તે સ્પષ્ટ રીતે કોઈ કહી શકે તેમ નથી.

હઝરત કુત્બે આલમ (રહ.) હિ.સ. ૮૫૭, ઈ.સ.૧૪૫૩ માં વફાત પામ્યા.

# હઝરત શાહે આલમ (રહ.)

હઝરત શાહે આલમ (રહ.)ની ગણના મહાન વલીઓમાં થાય છે. આપની ખ્યાતી દૂર–દૂર ફેલાયેલી હતી. નામ સૈયદ મુહમ્મદ, કુનિયત અબૂલ બરકત, ખિતાબ સિરાજુદ્દીન અને લકબ શાહે આલમ હતું. વચલા પુત્ર હોવાથી 'મજલે મિયાં' અને કેટલાક 'શાહજી' તરીકે પણ બોલાવતા હતા. જન્મ ૧૭ મી ઝિલ કદ હિજરી ૮૧૭. હઝરત કુત્બે આલમ (રહ.)ના સાહબઝાદા હતા. માતાજીનું નામ બીબી આમેના હતું. આપે પિતાજી કુત્બે આલમ (રહ.) પાસેથી સોહરવર્દીયા, હઝરત બાબા બરકુલ્લાહ ચિશ્તી (રહ.) પાસેથી ચિશ્તિયા અને હઝરત શૈખ અહમદ ખટ્ટુ સરેખજી (રહ.) પાસેથી મગ્રિબીયા સિલસિલાની ખિલાફત મેળવી હતી. આપ પોતાના સમયના અગ્રેસર બુઝૂર્ગ હતા. આપની ખાનકાહમાં આલિમો, બુઝૂર્ગો, અબ્દાલો અને અકીદતમંદોની ભારે ભીડ રહેતી.

આપના કલામથી સાંભળનારાઓનું હૃદય પરિવર્તન થઈ જતું હતું. ઈતિહાસ નોંધે છે કે આપનો ચહેરો અને કદ નબીએ કરીમ ﷺ સાથે સામ્ય ધરાવતા હતા. એક દિવસે આપ દર્સ (પાઠ) આપવા નહોતા આવ્યા. બીજા દિવસે એક દિવસ પહેલાનો બાકી રહેલ પાઠ આપવાનું શરૂ કર્યું. ત્યારે સાગિર્દોએ કહ્યું કે આ પાઠ તો આપે ગઈકાલે લઈ લીધો છે. તરત જ આપ હકીકત જાણી ગયા કે નબી ﷺ એ પાઠ લીધો હતો. અદબ ખાતર આપ તે પાટ પરથી ઉભા થઈ ગયા. જેની ઉપર નબી ﷺ એ દર્સ આપ્યો હતો. અદબ ખાતર એ દિવસથી એ પાટ પર બેઠા નહી. આજેય આ પાટ શાહ આલમ (રહ.)ની મસ્જીદમાં સુરક્ષિત છે.

ગુજરાતની ઈસ્લામી હુકૂમત માટે આપ હઝરત તાજ સમાન હતા. સુલ્તાનો કેટલીયે રાજકીય આંટીઘુંટીવાળી બાબતોમાં આપનો મશ્વેરો લેતા આપની અમિદૃષ્ટિને કારણે સુલ્તાનો રાજકાજમાં સફળ થતા.

ઉચ્ચ દીની તાલીમ માટે 'જામીયા રસુલાબાદ' ની સ્થાપના કરવામાં આવી હતી. તે સમયમાં આ દીની યુનિવર્સિટીનું સ્થાન ઘણું ઉંચુ હતું. તેની કીર્તિ દેશ–પરદેશમાં ફેલાયેલી હતી. તેમાં નામાંકિત આલિમો, મોહદ્દીસો અને બુઝૂર્ગો દર્સ આપતા હતા. ઈતિહાસ સાક્ષી છે કે ઈસ્લામના બોરીયાનશીન સુફિયાએ કિરામે ઈસ્લામની જે સેવા બજાવી છે તે મહાન બાદશાહો પણ બજાવી શકયા નથી. હઝરત શાહે આલમ (રહ.)ના દરબારની શાન કોઈ મોટા શહેનશાહના દરબારથી જરાય ઉતરતી ન હતી.

આસ્તાનાશાહીમાં જુમ્માના દિવસે લોકોની ભારે મેદની એકત્ર થતી. તેમાં સુલ્તાનો ઉપરાંત અમીર ઉમરાવોના પુત્રો પણ હાજર રહેતા. આપના આસ્તાના પર ઘોડા અને

હાથીઓની કતાર જોઈ અજાણ્યાને એમ જ લાગતું કે આ કોઈ સુલ્તાનનો નિવાસ સ્થાન છે. હઝરત શાહિયાથી ફૈઝ પ્રાપ્ત કરવા લોકો દૂર–દૂરથી આવતા. દરબારનો ખર્ચ શાહી દરબારના ખર્ચ જેવો જ રહેતો. દરબારમાં દરેકને માન–મોભા મુજબ તોહફા પણ મળતા હતા. વૃદ્ધ અને અપંગો માટે રકમો બાંધી આપવામાં આવતી હતી સુફીઓ અને આલિમોને પણ સારી રકમો આપવામાં આવતી.

૬૨ વર્ષની ઉમરમાં આપની વફાત ૨૦ જમાદિલ આખર હિજરી ૮૮૦ માં થઈ અને રસૂલાબાદમાં દફન થયા.

## હઝરત દાવલ શાહ પીર (રહ.)

હઝરત અબ્દુલ લતીફ બિન મલિક ઉર્ફે દાવલ શાહ પીર (રહ.) ના પિતાજીનું નામ મલિક મહેમૂદ કુરૈશી હતું.

અહમદાબાદના પ્રખ્યાત બુઝૂર્ગ હઝરત શાહે આલમ (રહ.)થી બૈઅત થઈ ખિલાફત મેળવી હતી.

ગુજરાતના સુલતાન મહેમૂદ બેગડાના ખાસ અમીર અને સિપેહસાલાર હતા. યુવાનીકાળમાં લશ્કરી ખિદમત અંજામ આપતા હતા. ગુજરાતના ન જીતાયેલા વિસ્તારોમાંથી મહેમૂદ બેગડાના લશ્કરની કૂચ વેળા તેની આગેવાની બહુધા આપ સંભાળતા.

પોતાના પીરો મુર્શિદ હઝરત શાહે આલમ (રહ.)પાસેથી 'સાલાર મસ્જીદ ગાજી' અને સુલ્તાન મહેમૂદ બેગડા પાસેથી 'દાવરૂલ્મુલ્ક' નો ખિતાબ મળ્યો હતો.

ગુજરાતની પ્રખ્યાત ફારસી તવારીખ 'મિરાતે સિકંદરી' તથા 'તારીખે ફિરસ્ત' હઝરત દાવલ શાહ પીર (રહ.)નો ઉલ્લેખ કરી આપ હઝરતને ઈસ્લામના મહાન સપૂત તથા વલી સિફત સંત તરીકે સંબોધ્યા છે.

મિરા'તે સિકંદરી નોંધે છે કે, "મલિક દુનિયાની દૌલતથી પુર હતા તો પણ મઝહબ તરફનું વલણ ઘણું જ ચુસ્ત હતું. મલિક સુલ્તાનના નામવર અમીર દાવરૂલ્મુલ્કનો ખિતાબ મેળવ્યો ત્યાર પછી એમના આંગણામાં અમીર–ઉમરાવો, સિપાઈઓ તથા લોકોની અવર–જવર વધી પડી. આંગણામાં હાથી–ઘોડાની કતાર થવા માંડી. આથી આડોશ–પાડોશને તકલીફ થવા માંડી. પોતાના ઘરઆંગણે થતી ભીડ–ભાડથી પાડોશીઓને તકલીફ પડી રહી છે એ જોઈ મલિકે મોહલ્લાનું પોતાનું નિવાસ સ્થાન ખાલી કરી નાંખી શહેર બહાર વસવાટ કર્યો. વળી, એમ કહેવાય છે કે

મલિક પોતાની જાગીર પરગણાંના ખેડૂતો પાસે ઈસ્લામી શહેરમાં બતાવેલા જ દરો લેતા હતા. ઈસ્લામના કાયદા–કાનૂનથી વધુ દર ખેડૂતો પાસેથી વસૂલ કરતા નહી. આમ કરવાથી મલિકની જાગીર બરકત થવાથી દિવસે–દિવસે વધવા માંડી. આ કારણને લઈ સુલતાનના જમાઈમાં અદેખાઈ આવી. તેણે મલિક વિરૂદ્ધ સુલતાન આગળ કાનભંભેરણી કરી, પરંતુ સુલતાને જમાઈની વાત ધ્યાને લીધી નહી. આમ છતાંય સુલતાનના જમાઈની અદેખાઈ શમી નહી. તેણે કાવત્રું રચી મલિકને મારી નાંખવા માણસો મોકલ્યા. આ કાવત્રું નિષ્ફળ નિવડયું અને મારવા જનારાઓ પકડાઈ ગયા. મલિકે તેમને પૂછયું કે આવું નીચ કૃત્ય કરવાની હિંમત તમારામાં શાથી આવી ? તેમણે જવાબ આપ્યો કે અમારી દીકરીઓ પરણવા માટે ઉમર લાયક થઈ ગઈ છે, તેઓને પરણાવવાની અમારામાં શકિત નથી. સુોતાનના જમાઈએ અમને આર્થિક મદદ આપવાનું વચન આપ્યું છે આથી અમો આપનું ખૂન કરવા પ્રેરાયા. મલિકે તેઓને કહ્યું કે "તમારી વાત ખરી છે, તંગી એક એવી ચીજ છે કે જે નહી કરવાના કામ માણસ પાસે કરાવે છે." આમ કહી મલિકે તેઓને પૂરતી મદદ આપી.

એક વેળા મલિક લશ્કર સાથે હતા. સિપાઈઓએ પોતાના ઘોડા ચરવાં છૂટા મૂકી દીધા. થોડી વારે મલિકે જોયું કે કેટલાક સિપાઈઓનાં ઘોડા એક જવારના ખેતરમાં પ્રવેશી ચારો ચરી રહ્યા છે. મલિકે સિપાઈઓને પૂછયું કે શું તમારામાં અલ્લાહનો ડર નથી ? આ રીતે તમારા ઘોડા પારકાના ઘરમાં ચરવા છૂટા મૂકી દીધા છે ? તેઓએ જવાબ આપ્યો કે અમો તો ખુદાથી ડરીએ છીએ, પરંતુ અમારા ઘોડામાં એ વિશેની સમજ નથી ! મલિકે તેઓને જવાબ આપ્યો કે જો તમે અલ્લાહનો ડર રાખતા હોત તો તમારા જાનવરો આ રીતે પારકાના ખેતરોમાં પ્રવેશી ઉભો પાક બગાડત નહી. ! આમ કહી મલિક પોતાનો ઘોડો લીલા કુંજાર જેવા ખેતરમાં છુટો મૂકી દીધો. ઘોડો આગળ વધ્યો નહી અને માથું નમાવી પોતાના માલિક આગળ જ ઉભો રહ્યો.

મલિક દાવલ શાહ (રહ.) એક કાવત્રામાં શહીદ થયા. આપની વફાતની તારીખ 'ઝિલ કદ' શબ્દ પરથી નીકળે છે. ઝિલકદ મહિનાની ૧૩ મી તારીખે હિ.સન. ૯૧૫ ઈ.સ.૧૧૧૧ ને શુક્રવારે આપ હઝરતની શહાદત થઈ. કાઠિયાવાડના આમરણ ખાતે આપ હઝરત દફન થયા.

# હઝરત હાજી પીર (રહ.) – કચ્છ

આપ હઝરત બહાઉદ્દીન મુલ્તાની (રહ.) ના વંશજ છે.

હઝરત શૈખ બહાઉદ્દીન ઝકરીયા (રહ.)ના એક વંશજો શૈખ ઝિયાઉદ્દીન ઠઠ આવી વસ્યા, ત્યાંથી 'સુજાવલ' અને ત્યાંથી બહાઉદ્દીન આવી વસ્યા. હઝરત શાહ ઝકરિયા ઉર્ફે હાજી પીર (રહ.) હઝરત શેખ બહાઉદ્દીન (રહ.) ના નેક પૌત્ર હતા.

હઝરતે ૧૨ વર્ષની વયે કલામે પાક હિફઝ કર્યુ. પિતાજી પાસેથી દીની તાલીમ મેળવી. આપ હઝરતનો કૌટુંબિક વ્યવસાય ભેંસો પાડવાનો હતો. હઝરત ભેંસો ચરાવવા જંગલોમાં જતા. ભેંસો ચરતી અને હઝરત યાદે ઈલાહીમાં પરોવાય જતા. હઝરત મોટા ભાગે રોઝા રાખતા. સખત ગરમીમાંય નફલ રોઝા રાખતા.

પાછળથી પોતાના વતનનો ત્યાગ કરી હઝરત પોતાની ભેંસો સાથે કચ્છના નરા નામક ગામે પહોંચ્યા.

હઝરતના રૂશ્દો–હદાયત તથા તબ્લીગના પ્રતાપે અનેક કચ્છીઓએ ઈસ્લામ સ્વીકાર્યો.

એક વેળા ભયંકર દુષ્કાળ પડયો. લોકો અને પશુ–પ્રાણીઓ ભૂખે મરવા લાગ્યા. પાણી વિના ટળવળવા લાગ્યા. બધા કચ્છીઓ એકત્ર થઈ હઝરત સામે હાજર થયા અને પોતાની વિતક રજૂ કરતા કહ્યું કે હઝરત ! વરસાદ વિના ઘણી આફતમાં આવી પડયા છીએ. ઘાસ–ચારા વિના અમારૂં પશુધન નાશ પામી રહ્યું છે. ઉપરાંત જીવતા રહેવાનું પણ હવે દુલર્ભ બની રહ્યું છે.

હઝરત બધાને લઈ પાણીના હવાડા પાસે ગયા. ત્યાં જઈ બોલ્યા કે આ મારા કુજામાં પાણી છે તે પાણી હું પીઉં છું અને મારી ભેંસો પણ પીએ છે. આ કુજાનું થોડુંક પાણી આ હવાડામાં નાખું છું. વળી, આપણી આ જગ્યાએ વીરડી ખોદીએ. તેમાંથી પાણી કાઢીશું તો બધાને રાહત મળશે. કચ્છીઓ કહેવા લાગ્યા કે હઝરત ! અમારી મશ્કરી કરો નહીં. કુંજાના પાણીથી હવાડો ભરાય નહીં અને આ દુકાળમાં આ જમીન પણ તરસી છે. તેમાંથી પાણી કઈ રીતે નીકળશે ?

હઝરત બોલ્યા કે જે લોકો અલ્લાહ પર ઈમાન લઈ આવે છે અને સારા કામો કરે છે તેમની દુઆ અલ્લાહ કબૂલ કરે છે.

તમો મારી જેમ મારા અલ્લાહ પર ઈમાન લઈ આવો; બધા દુઃખો ટળી જશે.

માલધારીઓએ વચન આપ્યું હઝરતે પોતાના કુંજાનું પાણી હવાડામાં નાંખતા હવાડો ભરાઈ ગયો. માલધારીઓના જાનવરોએ તેમાંથી ધરાઈને પાણી પીધું. આ

પછી બધા માલધારીઓ સાથે હઝરતે ત્યાં ખોદતા પાણી નીકળ્યું. માલધારીઓ હઝરતથી પ્રભાવિત બની વચન અનુસાર ઈમાન લઈ આવ્યા.

માલધારીઓ બોલ્યા કે હઝરત ! આપની દુઆથી જે ખુદા જમીનમાંથી પાણી કાઢે છે, એ ખુદા આકાશમાંથી પાણી પણ વરસાવી શકે છે. હઝરતે કહ્યું કે ચાલો, બધા મારી સાથે દુઆ માટે હાથ ઉપાડો. "રૌઝતુસ્સાદાત" માં છે કે હાથ ઉઠાવતાં જ આકાશમાંથી વરસાદ તૂટી પડયો. બધે પાણી જ પાણી થઈ ગયું.

'નરા' ગામના જાગીરદારોને 'હઝરત લોકોને મુસલમાન બનાવે છે' એ વાત ગમી નહી તે હઝરત સામે પોતાની વાછરડી લઈ હાજર થઈ કહેવા લાગ્યા કે તમો જે ખુદાની પૂજા કરો છો એ ખુદા આ વાછરડીમાંથી દૂધ કાઢી આપે તો હું 'તમારો ખુદા સાચો છે' એમ માનું.

જાગીરદારે હઝરતને ઈમાન લઈ આવવાનું વચન આપતા હઝરતે વાછરડી ઉપર 'બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ' કહી હાથ ફેરવ્યો. વાછરડીના આંચળ દૂધથી ભરાઈ ગયા. એક માલધારીએ દૂધ દોહ્યું.

હઝરતની કરામત જોઈને અદેખાઈમાં જાગીરદારે કહ્યું કે આપની જાદુ વિદ્યાથી અત્યારે આ વાછરડીએ દૂધ આપ્યું, પરંતુ કાયમ માટે આ રીતે તે દૂધ આપતી રહે તો હું આપના ખુદા ઉપર ઈમાન લઈ આવું.

હઝરતે કહ્યું કે તમો તમારા વચનથી ફરી રહ્યા છો. ગાય બન્યા વિના આ વાછરડી કાયમ દૂધ આપે નહિં એવો કુદરતનો નિયમ છે. છતાં મારા ખુદા માટે એ પણ આસાન છે. તમારી જે વાતમાંથી ફરી જનાર માટે મારા ખુદાની શકિત બતાવવાનું યોગ્ય નથી. મારા જેવા ફકીરની મશ્કરી કરી આ રીતે વચનભંગ કરવાનું પરિણામ તમે ભોગવશો.

પાછળથી કાઠિયાવાડના પ્રખ્યાત બહારવટીયો જાડેજા 'જેસલકેર', 'નરા' ગામ પર ત્રાટકી પડયો. જાગીરદારની રોકડ તથા ઢોર–ઢાંખર લૂંટી ગયો !

ઉપદ્રવી માણસોની રંજાડ સામે એક હિન્દુ વિધવા બાઈને મદદ કરવા જતા હઝરત શહીદ થયા.

આપ હઝરત કચ્છના સોદરાણા પાસેના રણમાં 'નરા' ગામે દફન થયા.

# હઝરત શેખ મુજદ્દીદ અલ્ફસાની (રહ.)

ઓ હિંદમે સરમાયા મિલ્લતકા નિગેહબાન,
અલ્લાહને બરવકત કિયા જીસ્કો ખબરદાર.

૧૪ મી શવ્વાલ હિજરી ૯૭૧, ઈ.સ. ૧૫૬૩ જુમ્માના દિવસે સરહિંદમાં આપનો જન્મ થયો. શેખ અહમદ નામ પાડવામાં આવ્યું. લકબ મુજદ્દીદ અલ્ફેસાની છે. આપનું સિલસિલાએ [illegible] બીજા ખલીફા હઝરત ઉમર ફારૂક (રદિ.)થી મળે છે. જેને કારણે આપ ફારૂકી કહેવાય છે. શિક્ષણની શરૂઆત હિફઝે કુર્આનથી કરી અને થોડા જ સમયમાં આપ તાલીમ પૂરી કરી ફારીગ થયા.

હિજરી ૯૬૩ માં જલાલુદ્દીન અકબર બાદશાહ બન્યો અને પૂરી અર્ધી સદી શાનો શૌકતથી હુકૂમત કરી અકબર બાદશાહના દિમાગમાં તેના સલાહકારો મુલ્લા મુબારક "ફૈઝી" અને અબૂલ ફઝલે એવું ઠસાવી દીધું કે પયગમ્બરે ઈસ્લામના સમયગાળાની એક હજાર વર્ષની મુદ્દત પૂરી થઈ. તેની આટલી જ નિશ્ચિત વય હતી. તેથી એ એક નવો ધર્મ, નવું બંધારણ, એક નવી શરીઅત અને એક નવો વડા થવા જોઈએ. આ વિચારના સંદર્ભમાં "દીને ઈલાહી" નો ઉદય થયો અને આ દીને ઈલાહીમાં દાખલ થનારાથી અકબર રીતસર બૈઅત લેતો હતો અને જે કલિમો પઢાવવામાં આવતો હતો તેમાં "લાઈલા–હ ઈલ્લલ્લાહ"ની સાથે 'અકબર ખલીફતુલ્લાહ' પણ સામેલ કરવામાં આવતું હતું. આ અકબરી દીનમાં વ્યાજ, જુગાર, દારૂ અને સુવ્વરનું માસ હલાલ ગણાતું.

આ બાબતે અકબરે લાહોરના કેટલાક આલિમોને લાહોર છોડી જવા જણાવ્યું હતું. અકબર બાદશાહના સમયમાં જીહજુરીયા દરબારીઓની કાનભંભેરણીના પ્રતાપે ઘણાં આલિમો તથા બુઝૂર્ગોને દીનને સહન કરવું પડયું હતું. કાઝીઉલ કુઝાત મુહમ્મદ યઝદીએ ફતવો આપ્યો કે બાદશાહ બદમઝહબી છે આથી તેની સામે જેહાદ વાજીબ છે. આ ફતવાનું ઘણા હકપરસ્ત આલિમોએ સમર્થન કર્યું. બાદશાહ ગુસ્સે ભરાયો. મૌલાના મુહમ્મદ યઝદી અને બંગાળના વડા કાઝી મૌઅજુલ મલિકને દરિયામાં ડૂબાડી મારી નંખાવ્યા.

હજ્જ કરવા ગયેલા મખ્દુમુલમુલ્ક અકબર બાદશાહનો ઉલેમા પ્રત્યેનો રોષ જોઈને દિલ્હી જવાને બદલે સીધા અમદાવાદ જઈ વસ્યા. અમદાવાદ ખાતે ૧૫૮૨માં વફાત થઈ. એક ઐતિહાસિક નોંધ મુજબ સઅદુલમુલ્ક મુલ્લાહ અબ્દુલ્લાહને ઝેર આપી ચૂપચાપ કબ્રસ્તાનમાં દફનાવી દેવાયા.

શૈખ હાજી સુલતાન થાનેશ્વરીને ફાંસી આપવામાં આવી. એક વેળા અકબર બાદશાહે આપ (રહ.)ને કહ્યું કે મૌલાના ! મારા 'દીને ઈલાહી' માટે કુર્આન જેવું પવિત્ર પુસ્તક લખી આપો. મૌલાનાએ આકાશ તરફ જોઈને કહ્યું કે આકાશમાંથી જીબ્રઈલ તમારા માટે બીજું કુર્આન લઈ આવે તો હું લખી દઉં ! બાદશાહ ભોંઠો પડી ગયો ! આપ પણ અકબરના ઝૂલ્મનો ભોગ થઈ પડયા. ૧લી જાન્યુઆરી ૧૫૯૯ માં આપને પણ ફાંસી અપાઈ. આ રીતે અકાબીર, આલિમો અને બુઝૂર્ગોને અકબરના ઝૂલ્મોનો ભોગ બનવું પડયું હતું.

આ સમયે સરહિન્દની સરહદેથી પુકાર ઉઠયો કે "માર્ગ ચોખ્ખો કરો માર્ગ પર ચાલવાવાળો આવે છે." તે એક ફારૂકી શાનથી પ્રગટયો. તે શેખ અહમદ સરહિન્દ હતા.

આપે 'દીને ઈલાહી'નો સામનો દુરંદેશી અને મુત્સદ્દીગીરીથી કર્યો. સૌ પ્રથમ તેમણે અકબરી દરબારના અમલદારોના સંપર્ક કર્યા અને જેમની સાથે પહેલાંથી જ સંબંધો હતા તેઓમાં દીનની ભાવના જાગૃત કરી તેમના દિલોમાં ઈમાનની જે ચિંગારી ઢબુરાયેલી હતી તેને જાગૃત કરી તેઓને બાદશાહને સત્ય સલાહ આપવા તૈયાર કર્યા અને તેમની મદદથી બાદશાહને ઈસ્લામની દાવત આપી અને 'દીને ઈલાહી'ને ખતમ કર્યા. આ એવો પ્રસંગ હતો કે હિન્દુસ્તાનમાં દીને ઈસ્લામનું પર્યાવરણ તૈયાર કરવામાં સત્યના ફિદાઈઓએ ૪૦૦ વર્ષ સુધી સતત આધ્યાત્મિક તાકાત ખર્ચ કરી હતી. તે થોડાક જ દિવસોમાં ઈમાનના સોદાગરોના હાથમાં ખતમ થવા જઈ રહ્યો હતો. જો એ વખતે પરિસ્થિતિ એ જ પ્રમાણે રહી હોત અને આ સંઘર્ષની સામે કોઈ મજબૂત તાકાત અથવા કોઈ ક્રાંતિકારી આંદોલન ન થાત તો આ દેશની પરિસ્થિતિ અગ્યારમી સદી હિજરીમાં એ જ થાય જે નવમી હિજરી સદીમાં ઈસ્લામી ઈન્દલીશમાં થયું. જેને હવે વિશ્વ માત્ર સ્પેનના નામે જાણે છે.

પરંતુ ઈકબાલ સાહેબના જણાવ્યા પ્રમાણે "અલ્લાહનો બરવકત કિયા જીસકો ખબરદાર" આ શેરના હકકદાર મુજદ્દીદ અલ્ફેસાની (રહ.) છે. જેમના મજબૂત પગરવે ભયંકર વાવાઝોડાને અટકાવ્યું અને દીનમાં આવી પડેલ સડાનો નાશ કર્યો.

'ઈસ્ટ ઈન્ડીયા કંપની'ના બહુ સમય પહેલા ઈ.સ.૧૪૯૮માં વાસ્કોડી ગામા ભારત પહોંચી ગયો હતો અને તેણે ધીમે-ધીમે ભારતના સમુદ્ર કાંઠે ચાંચીયાઓ સાથે પોતાનું સ્થાન જમાવી દીધું હતું. ગોવા, દમ્મણ,. દિવ, હુગલી, કોચીન, ચટગામ વગેરે પર તેમની આબાદી થઈ ગઈ હતી. આ પ્રજા પર યુરોપિયનોના જોર-ઝૂલ્મ વધી ગયા હતા. પરિસ્થિતિ એ હતી કે આ બાબતની ભારતમાં અન્યતર કોઈને આ

ઝૂલ્મોની ખબર પણ ન હતી. ફિરંગીઓના ખતરનાક ઈરાદાઓની જાણ ન તો શાસકોને હતી કે ન શાસનના વફાદારોને હતી. પણ આવનારી આફતની જાણ ફકત હઝરત મુજદ્દીદ અલ્ફેસાની (રહ.)ને થઈ હતી અને તેમણે દેશને આ દુશ્મનોથી બચાવવા 'તેહરિકે હુર્રિયત' (આઝાદીની ચળવળ)ની સ્થાપના કરી અને તે દ્વારા આઝાદી માટે એવો સમૂહ તૈયાર કર્યો જેમણે ક્રમે–ક્રમે સ્વતંત્રતાના જંગ માટે પોતાની જાતની કુર્બાનીઓ આપી.

૨૮ મી સફર હિજરી સન.૧૦૩૪ માં મંગળવારે ચાશ્તની નમાઝ વખતે ૬૩ વર્ષનું આયુષ્ય મેળવીને આપ અલ્લાહના પ્યારા થઈ ગયા.

# ખલીફા હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.)

## (ઈ.સ. ૭૧૭–૨૦)

છેલ્લા એક હજાર વર્ષમાં જગતમાં ઘણી પ્રગતિ થઇ છે. રાજય વ્યવસ્થા પણ બદલાઇ છે. વ્યકિતગત શાસનની જગ્યાએ લોકશાહી શાસન સ્થાપિત થયા છે. જનતાના પ્રતિનિધિત્વના આશયથી જગતના મોટાભાગના દેશોમાં લોકસભાઓ અને ધારાસભાઓ બની છે. આ બધું થયું છતાં ઇશ્વર પરાયણતા અને માનવતા વિસરાઇ છે. જયારે સ્વચ્છ વહીવટ, લોકોની જરૂરિયાતો સંતોષવા અને પરદર્શકતાના નમૂના ખિલાફત શાસનમાં બે મિષાલ નજરે પડે છે.

હિજરી ૯૯ માં ખલીફા સુલેમાન બિન અબ્દુલ મલિકનું મૃત્યુ થતાં તેણે ઉમર બિન અબ્દુલ અઝીઝને ખલીફા તરીકે પોતાના અનુગામી જાહેર કર્યા.

આ જવાબદારીની જાણે હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝને થતાં તેમણે પહેલો પ્રત્યાઘાત આ મુજબ આપ્યો : **"મારા ખભા પર આ એક એવો બોજો મૂકી દેવામાં આવ્યો છે કે જેને ઉપાડવા માટે હું ડર અનુભવું છું. આ વિશાળ સામ્રાજ્યના દરેક પ્રજાજનની જરૂરિયાતની જાણ હું કેમ રાખી શકીશ ? અને જો હું તેમ નહીં કરી શકું તો કયામતના દિવસે ખુદાને શું જવાબ આપીશ ?"**

અલ્લાહના હુકમ અને શરીઅત મુજબ ખલીફાની જવાબદારી રહેતી કે સામ્રાજ્યની કોઇ પણ પ્રજા પર ઝૂલ્મ ના થાય. કોઇ નગ્ન કે ભૂખ્યો ન રહે. એટલે સુધી કે દૂધ પીતા બાળકની પણ જરૂરિયાતો પૂરી પાડવામાં આવે.

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ હુકૂમતની જવાબદારી તો સ્વીકારી લીધી, પરંતુ તેમને લાગ્યું કે મર્હુમ ખલીફાએ પોતાને ખલીફા તરીકે અનુગામી જાહેર કર્યા છે તે

ઠીક નથી. અનુગામીના નામની જાહેરાતને તેઓ શરીઅતે ઈસ્લામિયા રૂએ નાજાઇઝ સમજતા હતા. જયાં સુધી કોઇ વ્યકિતની સુરા (રાજસભા) દ્વારા પસંદગી ન પામે ત્યાં સુધી ધોરણસર ખલીફા થઇ શકતો નથી. તેથી થોડા જ દિવસો બાદ તેઓ ખલીફાની જગ્યાએથી છૂટા થવા તૈયાર થઇ ગયા અને પ્રજાજનોને ભેગા કરી આપે કહ્યું, ''લોકો! સામાન્ય પ્રજાની સંમતિ વગર મને ખિલાફતની જવાબદારી ઉપર બેસાડી દેવામાં આવ્યો છે. એટલે હું એને નાજાઇઝ સમજું છું. આ જવાબદારીથી હું મુકત થાઉં છું. હવે તમને ઇખ્તીયાર છે કે તમે ચાહો તેને પોતાનો ખલીફા ચૂંટી કાઢો.''

આપનો આ ફેંસલો સાંભળીને હાહાકાર મચી ગયો અને સભામાંથી અવાજ ઉઠયો કે અમે બધા આપની ખિલાફતથી ખુશ છીએ. અમે જ આપને ખલીફા બનાવ્યા છે. ખુદાનું નામ લઇ અમારી રહેબરી કરો અને આગેવાની સ્વીકારો. જનતાની આટલી બધી લાગણી હોવા છતાં આપ ખિલાફત માટે તૈયાર થયા ન હતા.

ત્યાર બાદ જયારે ચારેય બાજુથી દબાણ કરવામાં આવ્યું અને આપને એ બાબતે વિશ્વાસ બેસી ગયો કે જનતા તેમની ખિલાફતથી ખુશ છે, તો આપે પોતાનો ફેંસલો પરત ખેંચ્યો. જે શાસક શાસન અને સત્તા પ્રત્યે આટલો બધો નિસ્પૃહ હોય કે તેને ઠુકરાવી શકે તેવા શાસકનું અસ્તિત્વ હોવું ખુદાની મખ્લૂક માટે રહેમત સાબિત થાય છે.

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.) બની ઉમય્યાના રાજવંશી ખાનદાનમાંથી હતા. ખલીફા બન્યા પહેલા બાદશાહો જેવું જીવન જીવતાં. ખલીફા બનતાં જ તેમના જીવનમાં પરિવર્તન થઇ ગયું. ખલીફા બન્યા પહેલા એક દિવસમાં કેટલીય વાર તેઓ ઉમદા પોષાકો બદલતા. આલિશાન મહેલમાં શાનદાર જીવન વિતાવતા. ખલીફા બન્યા પછી તરત જ પોતાની તમામ સંપત્તિ અને અન્ય સાધન-સામાન બયતુલમાલ (રાજકોષ)માં જમા કરાવી દીધા. એક કિમતી હિરો એમના પત્ની પાસે બાકી રહી ગયો હતો તે પણ બયતુલમાલમાં જમા કરાવી આપ્યો. તેમને વારસામાં મળેલી તમામ જાગીર-જમીન જરૂરતમંદોમાં વહેંચી દીધી. સારાંશ કે ખિલાફત મળ્યાની સાથે જ આપે શહેનશાહી જીંદગીમાંથી ફકીરી જીંદગી સ્વીકારી લીધી.

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝની સેવામાં શાહી સવારી રજૂ કરવામાં આવી તો આપે તે પર કરી ફરમાવ્યું કે મારા માટે મારું ખચ્ચર પૂરતું છે. એની સાથે જ હુકમ કર્યો કે શાહી ઘોડારના ઘોડાઓ વેચી તે રકમ બયતુલમાલમાં જમા કરાવવામાં આવે જેથી જરૂરિયાતમંદ અને ગરીબોના તે કામે આવી શકે.

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝની પહેલા જે સત્તાધીશો હતા તેમણે પોતાની સત્તા અને તાકાતના બળથી પોતાને માટે અને પોતાના ખાનદાન માટે મોટી-મોટી જાગીરો

પ્રાપ્ત કરી હતી. બયતુલમાલને તેઓ પોતાનો વારસો સમજી બેઠા હતા. તેના રૂપિયાથી પોતાને માટે જ નહિં, પણ શાહી ખાનદાનના તમામ સભ્યોને અને બેગમોને પણ આલિશાન મહેલો બંધાવી આપ્યા હતા. હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝે ખિલાફતના હોદ્દા પર બેસતાંની સાથે જ સૌ પ્રથમ શાહી ખાનદાનના મહેલો અને જાગીરો પણ કબ્જો કરી લીધો અને તે બધી જ જાગીર અને જમીનને તેમનાં અસલી માલિકોને હવાલે કરવામાં આવી. તે તમામ વજીફા જે શાહી ખાનદાનને બયતુલમાલમાંથી આપવામાં આવતા હતા તે એમ કહી બંધ કરી દીધા કે બયતુલમાલ પર શાહી ખાનદાનનો હકક નથી પણ આમ જનતાનો હકક છે.

હઝરત ઉમર નિ અબ્દુલ અઝીઝ (રહ.) ના કબ્જામાં પણ ઘણી જ મોટી સંપત્તિ અને જાઈદાદ હતી જે તેમને વારસામાં મળી હતી. જયારે આપે તે સંપત્તિ અને જાગીરને જરૂરિયાતમંદોને વહેંચી દેવાનો ઇરાદો કર્યો તો કેટલાક હિતેચ્છુઓએ અરજ કરી કે જો આપ બધી જ જાગીર લૂંટાવી દેશો તો ઔલાદના માટે શું વ્યવસ્થા કરશો ? આપે ફરમાવ્યું કે હું તેને ખુદાને સુપ્રત કરું છું. તેથી આપ સૌથી પહેલા પોતાની જાગીરથી મુકત થઇ ગયા અને તે પછી શાહી ખાનદાનની તે તમામ જાગીરો જે કરોડો રૂપિયાની હતી તે ગરીબો અને જરૂરિયાતમંદોને વહેંચી દીધી.

પોતાની જાગીર પરત કર્યા બાદ આપની આવકના તમામ સ્ત્રોતો બંધ થઇ ગયા. તેથી મજબૂર થઇ આપ બયતુલમાલમાંથી એટલું જ લેતા હતા કે સમય પૂરતો ગુજારો થઇ શકે. આપની ગરીબી એટલી હતી કે બાળકોના શરીર પર પૂરા કપડા પણ ન હતા અને આપની બીવી ફાતેમાને ઘરનું બધું જ કામ પોતાને હાથે કરવું પડતું હતું.

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝની સત્તાનું પ્રથમ લક્ષ્ય પોતાની સલ્તનતમાં કોઇ કામ શરીઅતના વિરુદ્ધ ન થાય તે હતું. બીજી બાબત શાહી ખાનદાન અને ઠેકેદારોએ જે નાજાઇઝ જાગીરો અને સંપત્તિના ઢગલા ભેગા કર્યા હતા તે તેઓના કબ્જામાંથી કાઢીને ગરીબોમાં વહેંચી દેવામાં આવે.

આપની આ પોલિસી વડે થોડાં જ સમયમાં સલ્તનતમાંથી ગરીબી દૂર થઇ ગઇ. સૌને ન્યાય મળવા લાગ્યો. પ્રજામાં સુખ અને સમૃદ્ધિ વધી આપના સમયમાં સદકા અને ખૈરાત લેનારા પ્રયત્ન કરવા છતાં ન મળતા.

શાહી ખાનદાન ઠેકેદારો અને સંઘરાખોરો વિરુદ્ધ ખલીફા હજરત ઉમર બિન અબ્દુલ અઝીઝે એવા પગલા ભર્યા હતા કે જેનાથી સ્વાર્થી તત્વોમાં ખલીફા વિરુદ્ધ શત્રુતા અને ગુસ્સો ભડકી ઉઠયો. આપને કતલ કરવાની ધમકીઓ આપવામાં આવી. આપ વિરુદ્ધ કાંવતરા કરવામાં આવ્યા, પરંતુ આપે કોઇ વાતની પરવા ન કરી અને સખત વિરોધ હોવા છતાં આપે અલ્લાહના હુકમ અને રસૂલુલ્લાહ ﷺ ની સુન્નત મુજબ સંપૂર્ણપણે અમલ કર્યો.

વહીવટી રીતે આપનું શાસન ખૂબ જ સજાગ હતું. સલ્તનતના કોઈપણ વિસ્તારમાં કોઈને અન્યાય કે ઝૂલ્મ થતો તો તેની જાણ આપને થઈ જતી હતી. આપ ઝૂલ્મીઓને સખત સજા આપતા હતા. સામાન્ય જનતા પ્રત્યે આપને ખૂબ જ હમદર્દી હતી. સમગ્ર સલ્તનતમાંથી કોઈપણ માણસ નગ્ન કે ભૂખ્યો રહેવો ન જોઈએ. તે વહીવટ માટે અક્ષમ્ય ગણાતું. દરેકની જરૂરિયાતો પૂરી પાડવાની સરકારની જવાબદારી થતી.

બયતુલમાલના ખર્ચથી નભતા કવિઓ, વ્યાખ્યાતાઓ અને પાખંડીઓને વિદાય કરી સલાહકાર તરીકે આપે નિષ્ઠાવાન વિદ્વાનોની નિમણૂંક કરી.

આપના સમયમાં રોમે કબ્જે કરેલા વધુમાં વધુ વિસ્તાર કરતા પણ મોટા વિસ્તાર પર ઈસ્લામનો વાવટો રોપાયો. આ વિશાળ સામ્રાજ્યની રાજકાજની, મઝહબની, શિક્ષણની અને તમદ્દુનની ભાષા અરબી હતી. આ વિશાળ સામ્રાજ્યમાં પ્રદેશ, કૌમ, જાતિ અને અંગના ભેદ ભુંસાયા. આ પ્રદેશમાં અલ્લાહની સાથે મુહમ્મદ ﷺ નો નામોચ્ચાર દિવસમાં પાંચ વાર થવા લાગ્યો.

## ખલીફા હારૂન અલ રશીદ અને મામુન

ખલીફા હાદીનું અવસાન થતાં હારૂન રશીદ (ઇ.સ. ૭૮૬-૮૦૯) ખલીફા બન્યા.

અકબરના દરબારના નવરત્નોની માફક સુલ્તાને તેના દરબારમાં કવિઓ, કાયદા શાસ્ત્રીઓ, વૈદ-હકીમો, વ્યાકરણીઓ, સંગીતજ્ઞો વગેરે એકત્ર કર્યા હતા. તે કાર્યક્ષમ વહીવટકર્તા, ન્યાયપ્રયારણ રાજવી અને કુશળ સેનાપતિ હતા.

આ સમયે બે મશ્હૂર સમ્રાટો થયા : પશ્ચિમમાં પોપના હાથે સિઝરનો મુગટ પહેરનાર ફ્રાન્ક સમ્રાટ શાર્લમન (ઇ.સ. ૭૭૧-૮૧૪) અને પૂર્વમાં અબ્બાસી વંશના હારૂન રશીદ બન્ને મહા પરાક્રમી સમ્રાટો હતા અને તેમના પરાક્રમો અને કીર્તિ લોકસાહિત્ય અને દંતકથામાં અમર બન્યા છે. સુલ્તાને શાર્લમનની દોસ્તી કરી હતી.

સુલ્તાનની સર્વક્ષેત્રીય સફળતામાં મોટો હિસ્સો તેના વજીર યાહ્યાનો હતો. તેના હાથમાં સુલ્તાને રાજ કારોબારની સંપૂર્ણ લગામ મૂકી હતી. પોતાની સહીની મહોર પણ વજીરને સોંપી હતી.

સુલ્તાન હારૂન રશીદે બાંઇઝેન ટાઇમના મથકોની ચડાઈમાં ગ્રીક ગ્રંથ અને હસ્તપ્રતો હાથ કરી, મનસુર (૭૫૪-૭૫) મામુન (૮૧૩-૩૩) અને મુતવીકલે (૮૪૭-૬૧) કોન્સ્ટેન્ટિનોપલ પાસેથી ઘણાં ગ્રીક ગ્રંથો મેળવ્યા. સિરીયાના નેસ્ટેરીયન ખ્રિસ્તી પંડિતોએ ગ્રીક ગ્રંથના સિરીયક અને તેમાંથી અરબીમાં અનુવાદ કરીને ગ્રીક અને

ઇસ્લામી સંસ્કૃતિ વચ્ચેની અગત્યની કડીરૂપ બન્યા.

સુલ્તાન હારૂન રશીદે ૪૨ વર્ષની ઉંમરે પોતાના બે સાહબઝાદા અમીન અને મામુન વચ્ચેની લડાઇ ટાળવા ટેઇગ્રીસની પૂર્વનો મુલક મામુનને અને બાકીનો અમીનને મળે અને બેમાંથી જે કોઇ વહેલું મરે તેનો સઘળો મુલક જીવતા શાહબજાદાને મળે તેવી ગોઠવણ કરી હતી.

ખુરાસાનમાં જાગેલા બળવાને સમાવવા બન્ને સાહબઝાદાઓને લઇને ઘટના સ્થળે જતા સુલ્તાન હારૂન રશીદ તુર્સ નગરીમાં ઇ.સ. ૮૦૯માં અવસાન પામ્યા. (ઇન્ના લિલ્લાહિ.....)

અમીન (૮૦૯-૧૩) અને મામનુ (૮૧૩-૩૩) વચ્ચેના ઝઘડાના ચાર વર્ષે મામુને ફતેહ મેળવી. હારૂન રશીદ અને મન્સુરની કક્ષાનો મામુન અબ્બાસી વંશનો તેજસ્વી ખલીફા થઇ ગયો.

તેણે રાજય કક્ષાની સમિતિમાં મુસલમાનો ઉપરાંત ખ્રિસ્તી, યહૂદી, સેબીયન અને જરથુસ્ત સંપ્રદાયના પ્રતિનિધિઓને સ્થાન આપ્યું. તેણે ધર્મપાલન અને બંદગીની સંપૂર્ણ સ્વતંત્રતા સૌ સંપ્રદાયના લોકોને આપી. કાયદા, ધર્મ અને નીતિના સવાલોની વિશદ અને મુકત ચર્ચા કરવા તે દર મંગળવારે જુદા-જુદા ધર્મો અને સંપ્રદાયોના વિદ્વાનોની પરિષદ બોલાવતો.

સુલ્તાન હારૂન કરતાં પણ મામુનના અમલમાં વિદ્યા, કલા, વિજ્ઞાન અને દર્શનશાસ્ત્રને વધારે પ્રોત્સાહન મળ્યું. તેણે કોન્સ્ટેન્ટિનોપલ, એલેકઝાંડ્રીયા, એન્ટિયોગ વગેરે સ્થળોએથી મેળવી ગ્રીક પ્રાચીન ગ્રંથોના અરબીમાં અનુવાદ કરાવ્યા. તેણે પગારદાર ભાષાંતરકારોને રોકયા.

બગદાદમાં તેણે વિજ્ઞાનની પ્રયોગશાળા સ્થાપી ઉપરાંત ખગોળશાસ્ત્રના અભ્યાસ માટે પાટનગર અને ટેડમોરમાં વેદ્ય શાળાઓ સ્થાપી. તેણે વેદ્ય-હકીમો, કાયદાશાસ્ત્રીઓ, સંગીતજ્ઞો, કવિઓ તથા ગણિતના વિદ્વાનો અને ખગોળ-વેદ્ય દાતાઓને ઉદાર હાથે નવાઝયા. ધર્મની બાબતમાં ઉદારમતવાદી આ ખલીફાએ કાયદો કરી ઉદારમતવાદી હોય, તેની જ ન્યાયતંત્રમાં નિમણૂંક કરવાની પ્રથા રચી. સુલ્તાન હારૂન શરીદ અબ્બાસી વંશના ખલીફાની સમૃદ્ધિનો પ્રતીક હતો, તો તેનો પુત્ર મામુન અબ્બાસીમાં વિદ્યા અને ઉદારમતવાદનો પ્રતીક બન્યો. સુલ્તાન હારૂન રશીદ કરતા સુલ્તાન મામુનનો સમય વધુ ઉજ્જ્વળ હતો.

જ્ઞાનપીઠ દ્વારા પદ્ધતિસરના અનુવાદોનું કામ હાથ ધરવામાં આવ્યું હતું. અનુવાદની પ્રક્રિયા દરમિયાન કઠિન ગ્રીક શબ્દનો અરબીમાં યોગ્ય પર્યાય ન મળે ત્યાં ઉચ્ચાર ભેદ કરી

ગ્રીક શબ્દ અપનાવવામાં આવતો. આમ ઘણાં ગ્રીક શબ્દો અરબી શબ્દકોષમાં દાખલ થયા.

મુસલમાનોની અનુવાદ પ્રવૃત્તિને કારણે ગ્રીક વિદ્યા અને વિજ્ઞાન હજુ સુધી જળવાઇ રહ્યા છે. મુસ્લિમ સમ્રાટો ગ્રીક દર્શનમાં ડૂબકી મારી રહ્યા હતા ત્યારે મધ્ય યુગના યુરોપનો મહાન રાજવી શાર્લમન વૃદ્ધાવસ્થામાં દર્શનસાસ્ત્ર ક્ષેત્રે બારખડી ઘુંટતો હતો.

નબી ﷺ પૂર્વે અરબી કાવ્યની ભાષા હતી. નબીએ કરીમ ﷺ બાદ અરબી ધર્મની ભાષા બની અને દશમી સદી સુધીમાં વિજ્ઞાનના પ્રત્યેક ક્ષેત્રનું જ્ઞાન દર્શાવવા જેટલી સમૃદ્ધ બની. શાળા, યુનિવર્સિટીઓના માધ્યમની ભાષા બનવા ઉપરાંત તે સમયના સંસ્કારી જગતના વિદ્વાનોની વ્યવહાર ભાષા બની.

અનુવાદ બાદ મૌલિક સર્જનનો યુગ શરૂ થયો. ભારત, ઇરાન અને ગ્રીસની પ્રાચીન વિદ્યા અને વિજ્ઞાનને મુસલમાનોએ પચાવી પોતાની વિશિષ્ટ આવશ્યકતા અને વિચાર પ્રવાહ અનુસાર તેનો ઉપયોગ કર્યો.

મુસલમાનોએ તેમના અનુવાદો અને મૌલિક લખાણો દ્વારા મધ્ય યુગમાં યુરોપને જે આપ્યું તેને યુરોપના બંધિયાર પાણીમાં તરંગો જગાડયા અને નવો વિચાર પ્રવાહ શરૂ કર્યો. મુસલમાનો દ્વારા ગ્રીક વિદ્યાઓ મળી ન હોત તો દુનિયાએ ઘણું ગુમાવ્યું હોત.

## અબ્બાસી ખિલાફતનો અંત

ખલીફા મોતસિમ બિલ્લા (ઈ.સ.૮૩૩–૪૨)એ ફૌજમાં તુર્કોની ભરતી શરૂ કરી ત્યારથી ઈરાન અને ઈરાકના લશ્કરમાં તુર્ક વધતા ગયા. આ નૌજવાન સિપાઈઓ ખૂબસૂરત ફાંકડા હતા. તેમના ચાલકાલપ વાચા, વકતવ્ય વગેરેમાં સુંદર છટા હતી. સમય જતો ગયો તેમ–તેમ તુર્ક નોકરો ઘેર–ઘેર થઈ ગયા અને મજલિસોમાં તેમણે સાકીગીરી કરવા માંડી. ધીમે–ધીમે તેમનું જોર વધતું ગયું અને તેમની શકિત અને મહત્તાનું તેમને ભાન થયું. બુખારાના સામાની બાદશાહો (ઈ.સ.૮૭૪–૯૯૯)એ તુર્કોને હોદ્દા પણ આપ્યા, પરિણામે તેઓ ઈરાની પ્રાંતો ઉપર સત્તા જમાવતા રહ્યા. તેઓમાં એક અલપ્તગીન નામનો તુર્ક હતો.

ધીમે–ધીમે પ્રગતિ કરી તે સામાની બાદશાહ અબ્દુલ મલિક બિન નૂહ (ઈ.સ.૯૫૪–૯૬૧) ના રાજયમાં ખુરાસાનના હાકિમ તરીકે નિમાયો હતો. એ બાદશાહના અવસાન બાદ તેનો ભાઈ મનસુર (ઈ.સ.૯૬૧–૯૭૫) ગાદીએ આવ્યો. અલપ્તગીન મનસુરની તખ્તનશીનીનો કટ્ટો વિરોધ કરતો હતો. તેથી ડરી જઈને તે ગઝના ગયો અને ત્યાં એક વ્યવસ્થિત ફૌજ તૈયાર કરવા મંડી પડયો. મનસુરને એ

સમયે સલ્તનતના ગુંચવાયેલા મામલામાં એટલા બધા ગુંથાઈ જવું પડયું કે અલપ્તગીનની હિલચાલ તરફ કંઈ પણ ધ્યાન તે આપી શકયો નહિં. આવા સંજોગોમાં અલપ્તગીને એક સ્વતંત્ર અને મજબૂત રાજયની સ્થાપના ઈ.સ. ૯૬૨ માં ત્યાં કરી દીધી. એ વંશ ઈતિહાસમાં 'ગઝનવી વંશ' નામે ઓળખાય છે.

અલપ્તગીન પછી તેનો પુત્ર ઈસ્હાક ગાદીએ આવ્યો, જેનું એક વર્ષમાં અવસાન થયું તે બાદ એ અમીરા ગઝનામાં રાજયકર્તા રહ્યા.

અલપ્તગીનની પુત્રી વેરે સુબુકતગીન પરણ્યો હતો. તે સિપેહસાલાર હતો (મૃ.ઈ.સ.૯૯૭) તેણે ઈ.સ.૯૭૬ માં રાજયની લગામ પોતાના હાથમાં લીધી. તેણે કાબુલ અને પેશાવર લઈ રાજય વિસ્તૃત કરવા માંડયું. તે પછી તેણે ઈ.સ.૯૮૬–૮૭ માં પંજાબ ઉપર ચડાઈ કરી, જીત મેળવી અને ત્યાં કેટલીક મસ્જીદો બંધાવી.

સુબુકતગીનની ઝાબુલિસ્તાનની સ્ત્રીથી તેનો પુત્ર મહેમૂદ હતો. મહેમૂદ ગઝનવી ઈરાનના બાદશાહોને ઉખેડી, તેમના રાજયો પોતાના રાજયમાં જોડી આખા ઈરાનનો ધણી થયો. તેની સલ્તનતમાં જે વિસ્તૃતતા આવી તેવી ત્યાં કદી ઈસ્લામની શરૂઆતથી તે સમય પર્યંત ન હતી. ઈ.સ.૧૦૦૦ થી ૧૦૨૬ દરમ્યાન તેણે સિંધ અને પંજાબ તાબે કર્યા અને કાશ્મીર, કનોજ અને કાલિંજર વગેરે રાજયો તેને ખંડણી ભરતા થયા.

**સલ્જૂક વંશ (ઈ.સ.૧૦૪૪–૧૧૫૭)**

મહેમૂદના અનુગામીઓ નબળા નીકળ્યા. તેથી તેના અવસાનની સાથે જ એ વંશની પડતી શરૂ થઈ. તેમના હાથમાંથી જીતાયેલા પ્રદેશો જવા માંડયા. ઈરાનમાં અગિયારમી સદીના પૂર્વાર્ધમાં તાતારી એટલે તુર્ક સલ્જૂક નામના ખાને ખુરાસાનથી માંડી સૈહન સુધીનો ભાગ જીતી લીધો જયાં તેના નામથી સલ્જૂક વંશની સ્થાપના ઈ.સં.૧૦૪૪ માં થઈ. તે પછી એણે અન્ય પ્રાંતો પણ જીત્યા અને એ રાજય ઘણું વિસ્તૃત થયું.

**ગઝનવી વંશના છેલ્લા બાદશાહો.**

સલ્જૂક વંશના રાજયકર્તાઓ સાથે સંધિ કરી ગઝનવીઓ તેમના આશ્રયમાં રહેવા લાગ્યા. પાછળથી તો તેમની સત્તા ફકત ભારતમાં જ રહી. તેમની હકૂમત પંજાબ ઉપર લગભગ બસો વર્ષ રહી. આંતરિક કલહોને લઈને એ વંશના બહેરામશાહ (ઈ.સ.૧૧૧૭–૫૨), ખુસરોશાહ (ઈ.સ.૧૧૫૨–૬૦) અને મલેક ખુસરો (ઈ.સ.૧૧૬૦–૮૬) એ ગઝના છોડી લાહોરમાં રાજકીય કેન્દ્ર બનાવ્યું.

**ગોરી વંશ.**

કાબુલની હદમાં ગઝના અને હૈરાતની વચ્ચે આવેલા એક પહાડનું નામ ગોર છે. શિહાબુદ્દીન ગોરીનું કુટુંબ લાંબા સમયથી ત્યાં રહેતું હતું. ગઝનવી રાજયકર્તાની નબળાઈનો લાભ લઈ આ વંશના લોકોએ ગઝના જીતી લીધું અને ગિયાસુદ્દીન બાદશાહ થયો. શિહાબુદ્દીન ગોરી તેનો જ ભાઈ થતો હતો. તે ઘણો બહાદુર અને ચાલાક હતો. તેણે ઈ.સ.૧૧૭૫ થી ૧૧૯૫ સુધીમાં મુલતાન, સિંધ, લાહોર, દિલ્હી અને કનોજથી બનારસ સુધીનો ભાગ વગેરે જીતી ત્યાં પોતાનો કબ્જો જમાવ્યો અને રજપૂતોની સર્વોપરી સત્તા તોડી નાંખી.

સ્વદેશ પાછા જતી વખતે પોતાના પ્રથમ તુર્ક ગુલામ અને તે પછી જમાઈ થયેલા કુત્બુદ્દીન ઐબકને જીતેલા ભાગનો વહીવટ સોંપતો ગયો. કુત્બુદ્દીને પ્રથમ લાહોરને રાજધાની બનાવી અને પછી દિલ્હીમાં ફેરવી. તેની યાદગીરી કુતુબ મિનાર મૌજૂદ છે. તેણે સ્થાપેલો રાજવંશ ઈતિહાસમાં ગુલામ વંશ તરીકે જાણીતો છે.

હિન્દુસ્તાનમાં હિમાલયથી વિંધ્યાચલ અને સિંધના કિનારાથી બ્રહ્મપુત્રા પર્યંત ઉત્તર હિન્દુસ્તાનમાં આ ગુલામ વંશની સત્તા રહી. તેઓના મુખ્ય કાર્યોમાં એ હતું કે તેમણે મુગલો અને તાતારી જંગલી લોકોને ભારતમાં ઘુસવા દીધા નહિં.

**મુગલો અને અબ્બાસી ખિલાફતનો અંત.**

ઈરાનમાં બીજો તુર્કી વંશ સલ્જૂક વંશ ઈ.સ.૧૦૪૪ થી ૧૧૫૭ પર્યંત રાજય કરતો રહ્યો હતો. તુર્કી વંશના શાસન વખતે તેરમી સદીમાં ઈ.સ.૧૨૨૧ થી ચિનાઈ તાતારીના, મુગલોના ક્રુર હુમલા ચંગીઝખાનની આગેવાની નીચે શરૂ થયા. તેના વિશે મનાય છે કે આખી દુનિયાના ઈતિહાસમાં બીજા કોઈપણ વિનાશક બનાવ કરતા તેણે માનવજાતને વિશેષ રકત સ્નાન કરાવ્યું. મુગલોની પાશવતાથી ઈરાનની વસતિના ચોથા ભાગનો વિનાશ થયો. ખુરાસાનથી શામ સુધી જાણે અંધકાર ફેલાયો. ચંગીઝખાનના અનુગામીઓએ તેમના વડવા પાસે શીખેલી વિનાશક અને ત્રાસદાયક પદ્ધતિ ચાલુ રાખી. ઈ.સ.૧૨૫૮માં ચંગીઝખાનના પૌત્ર હલાકખાનની સરદારી નીચે મુગલોએ બગદાદ લૂંટયું અને છેલ્લે અબ્બાસી ખલીફા અલ–મુસ્તઅસિમ બિલ્લાનું ખૂન કર્યું. ઈરાની અને તુર્કી બાદશાહોના હાથમાં ઈરાનની સત્તા રહી હતી તે દરમિયાન બગદાદના ખલીફાને ખુશામતથી તેઓ ખુશ રાખતા અને કેટલીક વાર અમુક કામ કરવાની તેને ફરજ પાડતા. પાછળથી તો તેની સત્તા કંઈ ખાસ રહી નહિં. બે ફકત ધાર્મિક વડા ગણાતા હવે પાંચસો વર્ષ બાદ ખિલાફતની સત્તાનો અંત આવ્યો.

# સ્પેનની ઈસ્લામી સલ્તનતની એક ઝલક

ઇ.સ. ૭૧૨માં મુસલમાનોએ સ્પેન ફતેહ કર્યું. તેમના સુલતાનો પૈકી અબ્દુલ રહેમાન ત્રીજા (ઇ.સ. ૯૧૨ થી ૯૬૧) ની થોડી હકીકત જાણીએ. તેમણે આંતરિક બખેડા સમાવ્યા, આરબ અમીરોને વશ કર્યા અને પાડોશી રાજ્યો અને સત્તાઓ વચ્ચે સમતુલા સ્થાપી. ઇ.સ. ૯૩૯માં તેણે પોતાને ખલીફા જાહેર કર્યો. તેમણે બિનમુસ્લિમ પ્રજાજનોમાં ધર્મ પાલનમાં હસ્તક્ષેપ ન કર્યો. તેમના ધાર્મિક કાનૂનના અમલને તેમણે મંજૂર રાખ્યો. આમ છતાં સંખ્યાબંધ ખ્રિસ્તીઓએ મુસ્લિમ ધર્મ સ્વીકાર્યો અને સ્પેનમાં આ નવા મુસ્લિમોનો એક જુદો વર્ગ ઉભો થયો. તેના સમયમાં લગભગ સમસ્ત સ્પેન મુસલમાનોના હાથમાં આવ્યું.

અબ્દુલ રહેમાન ત્રીજાના શાસન સમયે કોર્ડોવામાં પાંચ લાખની વસતિ હતી. તેમાં ૭૦૦ મસ્જીદો, ૩૦૦ જાહેર સ્નાનાગરો હતા. શાહી મહેલમાં ૪૦૦ કમરા હતા જેમાં હજારો ગુલામો અને રક્ષકો હતા.

અબ્દુલ રહેમાન ત્રીજાની અને તેના અનુયાયી અલ-હકમ બીજાની (ઇ.સ. ૯૬૧-૭૬) તથા અલ-હજીબ અલ-મન્સુર (ઇ.સ. ૯૭૭-૧૦૦૨)ના સમયમાં સ્પેનની મુસ્લિમ હુકૂમત જાહોજલાલીની પરાકાષ્ઠાએ પહોંચી. કોર્ડોવા યુરોપમાં વિદ્યા, કલા અને સંસ્કારની દૃષ્ટિએ પ્રથમ પંકિતનું નગર બન્યું. તેમાં એક લાખ તેર હજાર ઘર, ૨૧ ઉપનગરો, ૭૦ પુસ્તકાલયો, સંખ્યાબંધ પુસ્તક વિક્રેતાઓ, મસ્જીદો અને રાજમહેલો હતા. માઈલો લાંબા નગરમાર્ગો પર બાજુના મકાનોના દિવા રોશની પાથરતા.

આ પછી સાત સદીઓ વિતી ગઇ હોવા છતાં લંડનના માર્ગ પર સમ ખાવાને એક પણ જાહેર દિવાબત્તી ન હતી. વળી, સૈકાઓ પછી પર પેરિસમાં ઘરની બહાર પગ મૂકતાં પગ કાદવના ખાબોચિયામાં પડતો. તથા ઓક્ષફોર્ડ યુનિવર્સિટીમાં સ્નાનને ''પેગન'' પૂર્વગ્રહ ગણવમાં આવતો હતો, ત્યારે મુસ્લિમ સ્પેનના આ પાટનગરમાં સંખ્યાબંધ સાર્વજનિક હમામખાના હતા.

કોર્ડોવાની વિદ્યાપીઠમાં સ્પેનના જ નહી, પરંતુ યુરોપ, આફ્રિકા અને એશિયામાંથી મુસલમાન, ખ્રિસ્તી અને યહૂદી વિદ્યાર્થીઓ અભ્યાસ કરવા આવતા.

અબ્દુલ રહેમાનના બે અનુગામીઓએ અલ-ઝહરાનો વિસ્તાર વધારી તેને શણગાર્યો. આ મહેલની રક્ષા ૩૭૫૦ સ્વાલ સૈનિકો કરતા. એક માઇલના ઘેરાવાની દિવાલવાળો આ મહેલ ઉત્કૃષ્ટ અને નાજુક બાંધણી કળામાં દુનિયાની એક અજાયબી લેખાય છે.

અલ-હકમ બીજો પુસ્તકપ્રિય રાજવી હતો. તે પુસ્તકો મેળવવા તથા મેળવેલા

પુસ્તકોની નકલો કરાવવા એલેકઝાંડ્રિયા, દમાસ્ક અને છેક બગદાદ સુધી પહોંચી જતો હતો. તેણે મેળવેલા પુસ્તકોની સંખ્યા ૪૦ હજારની થાય છે. ડચ વિદ્વાન ડોઝીના જણાવ્યા પ્રમાણે કોર્ડોવાનો પ્રત્યેક નાગરિક લખી-વાંચી જાણતો, જયારે તે સમયે યુરોપ માંડ કકો ભણવાની શરૂઆત કરતું હતું.

અલ-હકમ બીજાના અવસાન બાદ ગાદીએ આવેલા હિશામ બીજાના સેનાપતિ મુહંમદ ઇબ્ને અલી અમીરે (૯૮૧ પછી તેનું નામ મનસુર) ઉત્તર સ્પેનમાં લિયોન, કેસ્ટાઇલ અને કેરેલોનિયા સર કર્યા. ઇ.સ. ૯૮૧માં ઝામોરા લીધું. ઇ.સ. ૯૮૫માં બાર્સેલોના, ૯૮૭માં સાન્ટિયાગો વગેરે મેળવ્યા. લડતાં-લડતાં જ શહિદ થવાની ખ્વાહિશ સાકાર થાય તે માટે તે જયારે-જયારે યુદ્ધે ચડતા ત્યારે-ત્યારે સાથે પોતાનું કફન લઇ નીકળતા. કેસ્ટાઇલ જીતી પાછા ફરતા તે બીમાર પડયા. દીકરાની આંખમાં આંસુ જોતાં તે બોલ્યા, **''સામ્રાજ્યના નાશના મને ચિહ્નો જણાય છે.''**

ઈસ્લામનો ઝડપથી જે પ્રચાર થયો અને વિજળી વેગે તેનાં સૈન્યો વિસ્તૃત પ્રદેશો પર ફરી વળતા ઇતિહાસમાં એક મોટામાં મોટા અરબ સામ્રાજ્યની સ્થાપના શકય બની. તેની પછવાડે જયાં-જયાં ઈસ્લામની રોશની થઇ ત્યાં-ત્યાંના સમાજના ગુલામો, કચડાયેલાઓ અને શોષિતોનો તેમને મળેલો સાથ એક મહત્વનું કારણ છે. ગુલામો, અનાથો, પિડીતો અને શોષિતો પ્રત્યે કુર્આન શરીફની દોરવણીએ પીઠબળ તરીકે કામ આપ્યું છે.

આધુનિક ખેતીની રીત મુસલમાનોએ સ્પેશનમાં દાખલ કરી. તેમણે નહેરો ખોદી, દ્રાક્ષની ખેતી કરી અને ચોખા, એપ્રિકોટ, દ્રાક્ષ, નારંગી, શેરડી અને કેશરની ખેતી દાખલ કરી. ખાંડ માટેનો અંગ્રેજી શબ્દ 'સુગર' સંસ્કૃત શબ્દ 'સર્કરા' પરથી અરબીકરણ પામેલો 'સખ્ખર' શબ્દ થયો છે. તેઓ સેવિલ, રૂ, ઓલિવ અને તેલની નિકાસ કરતા. ત્યાર બાદ પશ્ચિમના દેશોમાં આ ખેતી પ્રચલિત બની.

સ્પેન ચર્મકામ માટે પ્રખ્યાત હતું. ચામડા પર કોતરણી અને લખવાની કળા કોર્ડોવા(સ્પેન)માંથી મોરક્કો ગઇ જયાંથી તે ફ્રાન્સ અને ઇંગ્લેન્ડ ગઇ. અંગ્રેજીમાં 'કોર્ડોવન', 'કોર્ડોવેન' અને 'મોરક્કો' શબ્દો ચામડાની જુદી-જુદી બનાવટો માટે વપરાય છે. રેશમ વણવાનો ઉદ્યોગ કોર્ડોવા અને મલાગા (સ્પેન)માં ચાલતો. અલ્જીરીયામાં કાચ અને ધાણુ કામના ઉદ્યોગો અને ટોલેડો (સ્પેન) માં તલવાર બનાવવાનો ઉદ્યોગ હતો. આઠમી સદીના અંતે બગદાદમાં પહેલું કાગળનું કારખાનું સ્થપાયું. ઇજિપ્તમાં ૯૯૦માં મોરક્કોમાં ૧૧૦૦માં અને સ્પેનમાં ૧૧૫૦માં કાગળના કારખાના શરૂ કરવામાં આવ્યા. જૂનામાં જૂની અરબીમાંથી હસ્તપ્રત ઇ.સ. ૮૬૬ની છે જેને લંડનના મ્યુઝિયમમાં રાખવામાં આવી છે.

મુસ્લિમો અને ખ્રિસ્તી રાજકર્તાઓ વચ્ચેના સંઘર્ષોના અંતે ઇ.સ. ૧૪૯૨માં

ગ્રેનેડના છેલ્લા સુલતાન અબૂ અબ્દુલ્લાહના પરાજયથી લગભગ આઠ સદીઓ (૭૮૧ વર્ષ) ચાલેલા મુસ્લિમ અમલ પર છેવટ્નો પડદો પડયો.

## ફાતિમી ખિલાફત અને ઈસ્લામી સલ્તનતો

ઉત્તર આફ્રિકા પર કેરોમાં ઈજિપ્ત, કૈરવાનમાં આફ્રિકીયાના અને ફૈઝમાં મગ્રિબી અર્થાત્ મોરક્કો: એમ ત્રણ પ્રાંતો સમય જતા ખિલાફતની કેન્દ્રસ્થ સત્તાથી સ્વતંત્ર બન્યા. એદ્રિસી વંશના રાજવીઓએ ઈ.સ. ૭૮૯ થી ૯૭૪ સુધી ફૈઝમાં, અઘલાબીડ વંશે ઈ.સ. ૮૦૦ થી ૯૦૯ સુધી કૈરવાનમાં અને તુલૂન વંશે ઈ.સ.૮૬૯ થી ૯૦૫ સુધી ઈજિપ્તમાં રાજય કર્યુ. ઈ.સ. ૯૦૫ માં શિયાપંથી અબુ અબ્દુલ્લાએ અઘલાબિડ વંશનો અંત આણી અરબસ્તાનમાંથીઈસ્માઈલ ઈમામ અબ્દુલ્લાહના દીકરા આબેદુલ્લા ઈબ્ને મુહમ્મદ (ઈ.સ.૯૦૯–૯૩૮)ને બોલાવી ઈજિપ્તનો રાજવી બનાવ્યો. તે પોતાને હઝરત મુહમ્મદ ﷺ ની દીકરી ફાતિમા (રદિ.) નો વંશજ કહેતો. આથી ઈજિપ્તમાં તે રાજવી બનતા ફાતિમી વંશની સ્થાપના થઈ. તેણે ભૂમધ્યના માલ્ટા, સાર્ડિનીયા, કોર્સિકા લીધા. તેના દીકરા અબૂ અલ કાસિમ મુહમ્મદ અલ–કુએને (ઈ.સ.૯૩૪–૪૬) દક્ષિણ ફ્રાન્સ પર હલ્લો કર્યો. ફાતિમા વંશી રાજવીઓના અમલ દરમિયાન ઈજિપ્ત ઉપરાંત સીરિયા અને અરબસ્તાન સુધી તેમનો અમલ વિસ્તર્યો અને ફાતિમી રાજવીઓ ખલીફા બન્યા. આ વંશની ખિલાફત હેઠળ અલ–અઝહરની મસ્જિદ અને વિદ્યાપીઠ ઉભા થયા. ખલીફા અઝીઝ (ઈ.સ.૯૭૫–૯૬) ના સમયમાં ઈજિપ્તનું સામ્રાજય પૂર્ણ કળાએ વિસ્તર્યુ. તેનો વિસ્તાર મક્કાથી મોરક્કો સુધી વિસ્તર્યો. અબૂ અલી મનસૂર અલ–હકિમ (ઈ.સ.૯૯૬–૧૦૨૧)ના સમયથી યુરોપના ખ્રિસ્તીઓ અને મુસ્લિમો વચ્ચે લગભગ બે સૈકા (ઈ.સ.૧૦૯૫ થી ૧૨૯૧) ખેલાયેલા ધર્મ યુદ્ધો (ક્રુઝેડ્સ)ની શરૂઆત થઈ. આ યુદ્ધોના અગ્નિમાં મધ્યયુગ ખતમ થયો.

હકિમે ઈ.સ.૧૦૦૫ માં દાર અલ–હિકમા નામનો વિજ્ઞાન ખંડ બાંધ્યો. તેણે વૈદ્ય શાળા પણ સ્થાપી. ફાતિમી ખિલાફતના સમયમાં ઈજિપ્ત સમૃદ્ધ બન્યું. બગદાદની સંપત્તિ અને સત્તા ઓસરવા માંડી. અહીંના ખલીફાઓએ મસ્જીદો, મહેલો, પુસ્તકાલયો અને વિદ્યા ધામો ઉભા કર્યા. વિદ્યા, વિજ્ઞાન કલા કારીગરીને ઉત્તેજન આપ્યું. અલ મુસ્તનસિર (ઈ.સ.૧૦૩૫–૯૪)ના સમયમાં ઈજિપ્ત જાહોજલાલીના ટોચે પહોચ્યું.

અલ મુસ્તન શીરના સમયમાં સિરીયા જુદું થયું. સેલ્જુક તુર્કો આગળ વધવા

લાગ્યા. ઈ.સ.૧૦૬૭ માં એક તુર્ક સૈનિકે બળવો કરી ખૂબ લૂંટ ચલાવી. ફાતિમી વંશનો પણ છેવટે અંત આવ્યો. તેના છેલ્લા ખલીફા અલ અદીદ (ઈ.સ.૧૧૬૦ થી ૭૧) ને સલાઉદ્દીને બરતરફ કરી પોતાના અય્યુબી વંશની સ્થાપના કરી. મુસલમાનોએ નૌકાદળ ઉભું કરી ભૂમધ્ય પર પગદંડો જમાવવા માંડયો.

તેમણે સાઈપ્રિસ (ઈ.સ.૬૯૪ માં), રોડઝ (ઈ.સ.૬૫૯ માં) કોર્સિકા (ઈ.સ.૮૦૯ માં) સાર્ડિવિયા (ઈ.સ.૮૧૦માં) ક્રિય (ગ્રીસ) (ઈ.સ.૮૨૩ માં) માલ્ટા (ઈ.સ.૮૭૦ માં) લઈ લીધા હતાં. હવે તેમણે સિસિલી પર ધ્યાન કેન્દ્રિત કર્યુ. પરિણામે થયેલી લડાઈઓમાં ઈ.સ.૮૩૧ માં પાલેર્મો, ઈ.સ.૮૪૩ માં મેસિના અને ઈ.સ.૮૭૮માં સિરેકયૂસ પડયા, અઘલાબીડો પછી સિસિલી ફાતિમાઓ હસ્તક આવ્યા. સિસિલીનાં ગવર્નર હુસેન અલ–કલબી સ્વતંત્ર થયો. સિસિલી પરથી મુસ્લિમો દક્ષિણ ફ્રાન્સ,ઈટલી અને બાઈઝેનટાઈમ મથકો પર હલ્લા કરવા લાગ્યા.

ભૂમધ્યના ટાપુઓ મુસ્લિમોના હાથમાં આવવાથી તથા દક્ષિણ યુરોપના સ્થાનો પર હુમલા કરવાથી યુરોપનો દુનિયા સાથે વ્યાપારી અને સાંસ્કૃતિક સંપર્ક તૂટયો. પરિણામે યુરોપના આર્થિક, સામાજિક, રાજકીય અને સાંસ્કૃતિક જીવન પર ભારે અસર પડી.

ઈ.સ.૮૪૬ માં મુસલમાનો રોમ સુધી પહોંચી ગયા. રોમના ઉપનગરો, સેંટપોલ અને સેંટ પીટર સુધી વિજયો મેળવ્યા. ઈ.સ.૯૧૬ માં ગ્રીક અને જર્મન સમ્રાટો તથા મધ્ય અને દક્ષિણ ઈટલીના સંયુકત દળોએ ગારિગ્લિયાનો આગળ મુસલમાનોના હુમલાને હઠાવી યુરોપ પરના મુસલમાનોના વિજયને ટાળ્યો. આમ છતાં, સિસિલી પરનો મુસ્લિમ કબ્જો ચાલુ રહ્યો. આ નાનકડા ટાપુમાં ગ્રીકો, લોમ્બાર્ડો, યહૂદીઓ–બર્બરો, આરબો અને પાછળથી નોર્મનો એક સાથે રહી તેમની સંસ્કૃતિઓના ઉત્તમ તત્વોનું આદાન–પ્રદાન કરવા લાગ્યા. સિસિલીનું પાટનગર બંદર પાલેર્મો ખ્રિસ્તી યુરોપ અને મુસ્લિમ આફ્રિકાની સંપત્તિ અને સંસ્કૃતિનું વિનિમય કેન્દ્ર બન્યું. અહી હજારો કવિઓ હતા. અહીના વિદ્યાલયમાં અધ્યયન અને અધ્યાપન અર્થે વિદ્યાર્થીઓ અને અધ્યાપકો આવવા લાગ્યા. તેના તબીબી વિદ્યાલયે સંખ્યાબંધ તબીબ વૈદ્યો આપ્યા.અહીની મુસ્લિમ, ખ્રિસ્તી, યહૂદી, ગ્રીક, લોમ્બાર્ડ, બર્બર, અરબ, જર્મન, ઈટાલિયન, નોર્મન આમ વિવિધ પ્રકારની સંસ્કૃતિ અને પરંપરાના સુમેળની એક નવી જ સંસ્કૃતિ ઉદ્ભવી.

ઈજિપ્તમા સલાઉદ્દીને સ્થાપેલા અય્યુબી વંશનો અંત આવતા ઐબકે ગુલામોમાંથી બનેલા રાજવીઓના મામલૂક વંશની સ્થાપના કરી. (ઈ.સ.૧૨૫૦)

આ વર્ષમાં બાહરી અને બુરજી એમ બે પ્રકારના મામલૂક સુલતાનો થયા. તુર્ક અને મોંગોલ વંશના ૨૪ બાહરી મામલૂક સુલતાનોએ ઈ.સ. ૧૨૫૦ થી ૧૩૯૦ સુધી જયારે સિરકેસીયન વંશના ૨૩ બૂરજી મામલૂક સુલતાનોએ ઈ.સ. ૧૩૮૨ થી ૧૫૫૭ સુધી સત્તા ભોગવી. ત્રીજા બુરજી મામલૂક સેનાપતિ અલ મલિક અલ ઝહિર રૂકનુદ્દીન બૈબર ૧૨૬૦ માં એઈનેજાલુત આગળ તાર્તર સૈન્યોને સિકસ્ત આપીને તેમના તરફનો ભય અંતિમ રીતે ટાળ્યો.

આ દરમ્યાન ઓટોમન તુર્કોનો ભય ઉભો થયો. ઓટોમન સુલતાન મુહમ્મદ પહેલા (૧૪૦૨–૨૧) ના પ્રપૌત્ર બાયઝિદ–૨ (૧૪૮૧–૧૫૧૨) અને તેના સમકાલિન બુરજી મામલૂક સુલતાન સૈફુદ્દીન કિતબ (૧૪૬૮–૯૫) વચ્ચે એશિયા માઈનોર અને સિરિયા પર આધિપત્ય મેળવવાની સ્પર્ધા જાગી. આમ છેવટે ઓટોમન તુર્કો વિજયી બન્યા અને મામલૂકોની સત્તાનો અંત આવ્યો. ઈજિપ્તનો એક સ્વતંત્ર રાજય તરીકે અંત આવ્યો અને તે ઓટોમન તુર્ક સામ્રાજયનું એક પ્રાંત બન્યું. અબ્બાસી વંશના છેલ્લા ખલીફાનો અંત આવતા કોન્સ્ટેન્ટિનોપલના ઓટોમન તુર્ક સુલતાને ખિલાફત પદ ધારણ કર્યું.

## સુલ્તાન સલાઉદ્દીન ઐયુબી (રહે.)

ઇ.સ. ૧૧૨૭માં આતાબેગ વંશની સ્થાપના મોસાલમાં થઇ. તેના સુલ્તાન ઝંગી દ્વારા મેસોપોટેમીયા (ઇરાક) સુધી રાજય હદ વધી. ઝંગીના દીકરા નુરુદ્દીન મહમૂદે ઇ.સ. ૧૧૪૬માં શામ જીતી લઇ દમિસ્ક પાટનગર બનાવ્યું. ફાતિમી ખલીફા પાસેથી ઇજિપ્ત જીત્યું. ફાતિમી ખલીફા કમજોર હોવાથી વજીરોના હાથમાં સત્તા હતી. ઇ.સ. ૧૧૪૫માં એક શવારે નામના વજીરે નુરુદ્દીનની મદદ માંગી. નુરુદ્દીને શીરકુંને મોકલ્યો જે વજીર બન્યો. શિરકુંનો ઇન્તેકાલ થતા નુરુદ્દીનના ભત્રીજા સલાઉદ્દીન વજીર બન્યા. તેમનું નામ હતું, **''અલ–મલિક અલ–નાશીર સલાઉદ્દીન યુસુફ ઇબ્ને ઐયુબ''**

સલાઉદ્દીન કુર્દ હતા. તેમનો જન્મ ઇ.સ. ૧૧૩૮માં તૈગ્રીસ નદીના કિનારે આવેલ ટેરીસમાં થયો હતો. તેઓ પાબંદે શરીઅત અને પરહેઝગાર હતા. સાદાઇથી રહેતા. તેમનો ઝભ્ભો બરછટ ઊનનો હતો. પાણી તેઓનું એકમાત્ર પીણું હતું. કાહિરાના ફાતિમી ખલીફા ઐયાસી અને કમજોર બનતા તે સમયે ખરી સત્તા વજીરો પાસે હતી. ૩૦ વર્ષની વયે સલાઉદ્દીન કાહિરાના વજીર બન્યા. ઇ.સ. ૧૧૭૧માં તેમણે ઇજિપ્તના શિયા ખલીફાને બદલે પોતાનો જુમ્માનો ખૂત્બો પઢાવી સુલ્તાન બની ઇજિપ્તમાં ઐયુબી વંશની સ્થાપના કરી.

સલાઉદ્દીન મહેલમાં પ્રવેશ્યા ત્યારે પુરૂષો સિવાય ૧૨,૦૦૦ સ્ત્રીઓ અને કિમતી જર-ઝવેરાત તેમણે જોયા. આમાંથી કશાયનો તેમણે સ્પર્શ સુદ્ધાં કર્યો નહી. ઇ.સ. ૧૧૭૫માં તેમણે સિરીયા પણ લીધું તથા સિરીયા અને ઇજિપ્ત બન્નેના તે સુલ્તાન બન્યા. તે જ સાલમાં બગદાદના ખલીફા અલ-મુસ્તદાએ સલાઉદ્દીનને સિરીયા, ઇજિપ્ત, અલ-મગરીબ (મોરક્કો), ન્યુબિયા, અરબસ્તાન અને પેલેસ્ટાઇનના સુલતાન તરીકે માન્ય કર્યા.

યુરોપના ઇસાઇઓના પહેલા ક્રુઝેડસ જંગમાં જેરૂસલેમ જીતી લેટીન રાજયની સ્થાપના કરી હતી. સલાઉદ્દીને ઇ.સ. ૧૧૮૫માં લેટીનો સાથે ૪ વર્ષના કરાર કર્યા. પરંતુ ઇ.સ. ૧૨૦૬માં રેજીનાલ્ડે તેનું ઉલ્લંઘન કરી કરાર તોડયા. આથી સલાઉદ્દીને ક્રુઝેડ જંગમાં ઝંપલાવ્યું. સલાઉદ્દીન જેરૂસલેમ પહોંચ્યા અને તેને ખુદાનું ઘર માની ઘેરો નહીં ઘાલવાનો સથિયારો આપ્યો. જેરૂસલેમ શરણે આવતા મુકિતની શરત તરીકે તેમને પ્રત્યેક દીઠ દશ, પ્રત્યેક સ્ત્રી દીઠ પાંચ અને પ્રત્યેક બાળક દીઠ એક સોનાના સિક્કા મળ્યા. ઘણાંને તેમણે એમ જ મુકત કર્યા. પૈસા આપી ન શકે તેવા વૃદ્ધોને પણ તેમણે મુકત કર્યા. કૈદ પકડાયેલા કુલ ૬૦ હજાર ઇસાઇઓ પૈકી ૧૫ હજાર જ રહી જવા પામ્યા. ઉમરાવોની પત્નીઓ અને દીકરીઓને મુકત કરવામાં આવી. કૈદ કરાયેલી પત્નીઓ અને દીકરીઓના આંસુથી તેઓ પીગળી ગયા અને તેમના પતિઓ અને પિતાઓને મુકત કર્યા. જેમનું કોઇ વાલી ન મળ્યું તેવાઓને પણ તેમણે પોતાના ખર્ચે મુકત કર્યા. ભાઇની દરખાસ્તથી તેમણે બીજા એક હજાર ઇસાઇઓને મુકત કર્યા.

શરૂઆતમાં જેરૂસલેમનો કબ્જો લેતા ઇસાઇઓએ મુસલમાનો પ્રત્યે જે ઘાતકી અને અમાનુષ વર્તાવ કર્યો હતો તેની સાથુ સલાઉદ્દીને જેરૂસલેમ લેતા ઇસાઇઓ પ્રત્યે કરેલ ઉદાર વર્તનની તુલના થવી ઘટે.

ઇસાઇ યાત્રીઓને વગર હથિયારે જેરૂસલેમમાં જવાની તેમણે છૂટ આપી. જેરૂસલેમ લીધા પછી "**ડોમ ઓફ રોક**" પર તેમણે સોનાનો ચાંદ ચડાવી ગુલાબજળથી તેને પાક કર્યો અને અલ-અકસા મસ્જીદમાં તેમણે નમાઝ પઢી. આ પછી ખેલાયેલા ત્રીજા ક્રુઝેડ જંગમાં ફ્રાન્સનો ફિલીપ-ઓગસ્ટસ, ઇંગ્લેન્ડનો રિચાર્ડ અને રોમન સમ્રાટ ફ્રેડરીક બારબેરોસા જોડાયા. આમ છતાં ભયરહિત સલાઉદ્દીને ટકકર ઝીલી. ફ્રેડરીક એક નદી પાર કરતા ડૂબી મર્યો. આ યુદ્ધમાં સલાઉદ્દીને ઉત્તમ ગુણો દર્શાવ્યા. રિચાર્ડને ઘોડા વિનાનો જોતા સલાઉદ્દીને ઘોડો મોકલી આપ્યો. ભયમાં સપડાયેલા રિચાર્ડ માટે સલાઉદ્દીને બરફ અને પીચ લઇને પોતાના હકીમને મોકલી આપ્યો. સલાઉદ્દીનના નમ્રતા અને ઇન્સાફ સામે રિચાર્ડની તેજસ્વિતા, હિંમત અને લશ્કરી કુશળતા ઝાંખી પડી. સલાઉદ્દીન પાબંદે શરીઅત, નિર્બળ આગળ નમ્ર, પરાજીતો પ્રત્યે દયાળુ, પારકા જાસુસો પ્રત્યે ઉદાર હતા. ફરજમાં

દુશ્મન ઇસાઇઓ કરતા તેઓ ચડિયાતા નિવડયા. પરધર્મીઓ આટલા બધા ગુણો ધરાવતા હશે તેનો અનુભવ ઇસાઇઓને માટે નવાઇરૂપ બન્યો. સલાઉદ્દીન જાતે રૈયતની ફરિયાદો સાંભળીને ઇન્સાફ આપતા. પૈસાને તે હાથનો મેલ ગણતા.

૫૫ વર્ષની વયે ઇ.સ. ૧૧૯૩માં તેમનો ઇન્તેકાલ થયો ત્યારે તેમના અંગત ખજાનામાં માત્ર એક જ દિનાર હતો. (ઇન્ના લિલ્લાહિ......)

# [તુર્કી રાજયોનું જોડાણ]

વીસમી સદીમાં ફાટી નીકળેલા બે વિશ્વ યુદ્ધો વિશ્વ રાજકારણની લગામ નક્કર સ્વાર્થ સાધવામાં એક પગલું પણ ચૂકે નહિ, તેવા ખંધા રાજપુરૂષોના હાથમાં છે તે હકીકત પ્રથમ યુદ્ધ પછીના શાંતિ કરારોએ સાબિત કરી આપી. લશ્કરી રાજયોનો પૂરો કશ કાઢવામાં આવ્યો અને પરાજિત રાષ્ટ્રને બને તેટલા નિચોવી કાઢવામાં આવ્યા. ત્રણ સદીથી આયોજનપૂર્વક સંઘરેલ નીતિ અનુસાર તુર્કીના સુલતાનની ધાર્મિક અને રાજકીય ખિલાફત નષ્ટ કરીને પશ્ચિમ એશિયાઈ પ્રદેશોનો વહીવટી કબ્જો બ્રિટન અને ફ્રાન્સને સોંપાયો. "તરુણ તુર્કો" પક્ષના અગ્રણી મુસ્તુફા કમાલ પાશાએ તલવારની અણીએ તુર્કીને ઉગારી લીધું, પણ સામ્રાજય તો ગયું તે ગયું. જેમ મધ્ય–પૂર્વ બ્રિટન અને ફ્રાન્સને સોંપાયા તેમ મધ્ય એશિયાના તુર્ક ભાષી હિસ્સાના આઠ રાજયો કરી રશિયાના ભાગે આવ્યા. ૧૯૯૦ના દાયકામાં રશિયાના વિઘટનના પરિણામે મધ્ય એશિયાના તુર્કી ભાષા બોલતા રાજયો સ્વતંત્ર થયા.

તુર્કી પણ પગભર અને મજબૂત થયું અને ફરીથી ટર્કિશ યુનિટી પ્રાદેશિક એજન્ડા બની રહી છે. નવેમ્બર ૨૦૦૭ માં અઝરબૈજાનમાં યોજાઈ ગયેલી ટર્કિશ સ્ટેટ એન્ડ કમ્યુનિટીઝની કોંગ્રેસમાં મિત્રતા, ભાઈચારો અને સહયોગ પર ભાર મૂકવામાં આવ્યો હતો. ટર્કિશ પ્રાઈમ મિનિસ્ટર રિસેપ ટેયિપ અર્ડોગને ટર્કિશ ભાષા બોલતા દેશોના રાજકીય જોડાણ અંગેનું સૂચન કર્યુ હતું. ટર્કી, અઝરબૈજાન, કઝાખસ્તાન, ઉઝબેકિસ્તાન, તુર્કેમેનિસ્તાન અને કિર્ગીસ્તાન ટર્કિશ ભાષા બોલતા દેશો છે. તેની પાછળનું ધ્યેય મહત્વપૂર્ણ વિદેશી નીતિના નિર્ણયો અંગે એકબીજાને કો–ઓર્ડીનેટ કરવાનું છે. ઉદાહરણ તરીકે ઈરાકી કટોકટી હોય કે ઈઝરાયેલ–પેલેસ્ટાઈન મુશ્કેલી હોય.

ટર્કિશ પોલિટિકલ યુનિયનનો વિચાર આપણને ૧૯૯૦ના દાયકામાં દોરી જાય છે. આ સમયે સોવિયેત યુગ પછીના સમયગાળામાં ટર્કિશ પ્રજાસત્તાકોમાં રાષ્ટ્રવ્યાપી લાગણી પ્રબળ બની હતી. આ સમયે ટર્કિશ યુનિટી અથવા પાન ટર્કિઝમની

માંગ થઈ હતી. ટર્કિશ પોલિટિકલ યુનિટીની તરફેણ કરવાનો સીધો અર્થ ટર્કીને આર્થિક અને રાજકીય રીતે સફળતા આપવાનો છે. અઝરબૈજાન અને બધા મધ્ય એશિયાઈ પ્રજાસત્તાકો તાજિકિસ્તાનને બાદ કરતાં બધાના જાતિવાદી મૂળિયા તો એક જ છે. ટર્કીમાં પણ જમણેરી રાષ્ટ્રવાદીઓની માંગ હતી કે સરકાર આ પ્રક્રિયા શકય તેટલી ઝડપી બનાવે. તેઓ આ બાબતને ફકત વૈચારિક આધારને વળગી રહેવાના બદલે જાણે એક વાહક બનાવવા માંગતા હતા. તેના પગલે ટર્કિશ દેશો સાથે સંપર્કમાં રહેતા મંત્રાલયની સ્થાપના કરવામાં આવી હતી. આજે પણ ટર્કીમાં તે મંત્રાલય અસ્તિત્વ ધરાવે છે.

આ સમયગાળા દરમિયાન પ્રદેશના રાજકીય નેતાઓએ અવાર–નવાર તેમના આ સંપત્તિવાન બિગ બ્રધર ટર્કીની સલાહ અને મદદ માટે મુલાકાત લીધી હતી. ટર્કીશ નેતાઓ પણ આ દેશોમાં પોતાના સહયોગીઓને ટર્કિશ જોડાણ માટે પ્રોત્સાહન આપતા જોવામાં આવ્યા છે. આ ટર્કિશ પગલા પછી આ દેશો પણ વધુ નજીક થયા હતા.

આર્થિક અને સ્થાનિક રાજકીય તકલીફોના લીધે ટર્કીએ આ વિસ્તાર પર તેનો પ્રભાવ ગુમાવ્યો હતો. હવે સ્થિતિ બદલાઈ ગઈ છે. પોસ્ટ સોવિયેત દેશોએ સારો એવો આર્થિક વિકાસ સાધ્યો છે. તેની એનર્જી સિકયોરીટી મજબૂત છે. તેમાં પણ ઉર્જા સમૃદ્ધ દેશોનું રાજકીય વજન પણ વધ્યું છે. તેઓએ યુરેશિયામાં તેમની સ્થિતિ મજબૂત બનાવી દીધી છે. તેની સાથે તેઓ દક્ષિણ–પશ્ચિમ એશિયા અને સમૃદ્ધ યુરોપ વચ્ચે એક બફરઝોન તરીકે ઉભરી આવ્યા છે. પ્રાદેશિક રાજકીય બુદ્ધિધન વધારે સક્રિય અને વિશ્વ મંચ પર ઉભા રહીને વધારે વિશ્વાસપૂર્વક વાત કરી શકે તેવું સમર્થ બન્યું છે. જોડાણોમાં ભાગ લેવાથી લાંબા ગાળે પણ તેમની સ્વતંત્રતાને કોઈ નુકસાન નથી. કેટલાક દેશોએ તો આ અંગે પોતાના આગવા વિચારો પણ રજૂ કર્યા છે. પ્રાદેશિક સ્તરે અગ્રણી દેશ કઝાકસ્તાને ટર્કીશ રાજયો વચ્ચે ઈન્ટર પાર્લામેન્ટરી એસેમ્બલીનું સૂચન કર્યું છે.

એક સૂચનમાં મધ્ય એશિયાઈ દેશોના જોડાણમાં કઝાકસ્તાન, કિર્ગીસ્તાન, તાજિકિસ્તાન, ભુર્કમેનિસ્તાન અને ઉઝબેકિસ્તાનનો સમાવેશ કરતા પ્રાદેશિક જોડાણનું સૂચન હતું.

આ જ સમયે નિષ્ણાંતોની આઝાદી છે કે અંકારા આ મામલામાં ફકત વિદેશ નીતિમાં કો–ઓર્ડિનેશન કરી શકાય તેટલું જ નકકી કરી શકશે, કારણ કે તેઓ આ પ્રકારના જોડાણની બાબતમાં આર્થિક, લશ્કરી અને રાજકીય પૂર્વશરતો પૂરી કરી

શકે તેમ નથી. પ્રસ્તાવિત જોડાણ દ્વારા ટર્કી, સાઈપ્રસ અને ઈરાકી કુર્દિસ્તાનની બાબતમાં પોતાની સ્થિતિ અમુક અંશે વધુ ન્યાયપૂર્ણ બનાવી શકશે. કેટલાક દેશોએ એક પ્લેટફોર્મ તરીકે આ પ્રાસ્તાવિત જોડાણમાં રસ દાખવ્યો છે જેથી તેમની વિદેશી નીતિના વિકલ્પોમાં સંતુલન ઉભું કરી શકાય. પણ એક બાબત હકીકત છે. ટર્કિશ પોલિટીકલ યુનિટી ફરીથી પ્રાદેશિક એજન્ડા પર આવી છે.

# બહમની સલ્તનત (ઈ.સ.૧૩૪૭–૧૫૨૭)

સુલ્તાન મુહમ્મદ તુગલુકની સલ્તનત તેના જ જીવનકાળ દરમ્યાન તૂટવા લાગી હતી. અમીરો બળવો કરતા અને બાદશાહ દાબી દેતો, દખ્ખણના બંડખોર અમીરોએ અમીર ઈસ્માઈલ મુખને "નાસિરુદ્દીન શાહ"નો ખિતાબ આપી દખ્ખણનો શાસક નિમ્યો. ઈસ્માઈલ મુખે અફઘાન અમીર હસન (ખિતાબ "ઝફરખાન") ની તરફેણમાં પોતાની સત્તાનો ત્યાગ કર્યો. અમીર હસને શાસનનું સુકાન સંભાળ્યા બાદ ત્યાંના શાહી લશ્કરને વિખેરી નાંખ્યું. તે પછી ઈ.સ. ૧૩૪૭ માં તમામ અમીરોએ તેને પોતાના સુકાન તરીકે માન્ય રાખ્યો.

## અલાઉદ્દીન બહમન શાહ (ઈ.સ.૧૩૪૭-૧૩૫૮)(હસનગંગુ)

હસન દખ્ખણનો પ્રથમ સુલતાન હતો. તેણે ઈસ્ફંદિયારનો વીરપુત્ર હોવાનો અને ઈરાનમાં પ્રાચીન સમયમાં થઈ ગયેલા વીર બહમન વંશમાંથી ઉતરી આવેલો હોવાનો દાવો કર્યો હતો. તે ઉપરથી તેણે "અબુલ હસન મુઝફ્ફરશાહ અલાઉદ્દીન બહમન શાહ" નો ખિતાબ ધારણ કર્યો હતો. તેણે પોતાના શાહી વંશનું નામ બહમની વંશ રાખ્યુ હતું. તે સાધારણ સ્થિતીમાંથી સુલતાન કક્ષાએ પોતાના ખંત, મહેનત, બુદ્ધિ અને કાબેલિયતથી પહોંચ્યો હતો, એ નિઃશક હકીકત છે.

સુલતાને ગુલબર્ગને પાટનગર બનાવી વિરોધી તત્વોને દબાવી રાજ્યમાં શાંતિ અને સલામતી માટે પૂરતા પગલા લીધા. તેણે રાજ્યને ગુલબર્ગ દોલતાબાદ વરાડ અને બીડર એમ ચાર તરફો (પ્રાંતો)માં વહેંચી નાંખ્યા. તેના શાસન દરમ્યાન કદી બળવા થયા ન હતા. તે પોતે પણ તરફો (પ્રાંતો) માં વારંવાર પર્યટન કરી સુવ્યવસ્થા જાળવી રાખતો હતો.

તેણે ગોવા, દાભોલ, કોલ્હાપુર અને ભોંગીર (તેલંગણા) જીતી લઈ ત્યાં પોતાની સત્તા સ્થાપી. તેના અવસાન સમયે બહમની રાજ્યનો વિસ્તાર પશ્ચિમમાં સમદ્રથી શરૂ કરી પૂર્વમાં ભોગીર સુધી અને ઉત્તરે પેનગંગાથી શરૂ કરી દક્ષિણમાં

કૃષ્ણા નદી સુધી પહોંચેલો હતો. જીત દરમ્યાન તેને રોકડ ખંડણી, જર ઝવેરાત અને હાથીઓ વગેરે મોટા પ્રમાણમાં પ્રાપ્ત થયા હતા. તેનાથી તેનું લશ્કર શકિતશાળી બનાવી શકયો હતો અને બહમની રાજયને સંગઠિત કરી શકયો હતો.

## સુલ્તાનનું મુલ્યાંકન. ::-

સુલ્તાન અલાઉદ્દીન બહમન શાહ કુતલુગખાનના નાયબ તરીકે દખ્ખણમાં આવ્યો હતો. સામાન્ય સ્થિતિમાંથી સુલતાન પદ સુધી તે પોતાની કાબેલિયતને લીધે પહોંચ્યો હતો. તે એક શકિતશાળી સુલતાન અને કુશળ સિપેહસાલાર હોવાનો પુરાવો તેની કારકીર્દિની વિગત ઉપરથી મળે છે. ભારતના ઈતિહાસમાં મહાન પુરૂષોમાં એ ઉચ્ચ સ્થાન ધરાવે છે.

શાણા અને સહિષ્ણું રાજદ્વારી પુરૂષ તરીકેના તેનામાં અદ્વિતીય ગુણો હતા. તે પીડિત લોકોને રાહત આપતો હતો, ગરીબો સાથે માયાથી વર્તતો હતો અને મઝહબી રીત–રશ્મોનું પાલન કરવાની કાળજી રાખતો હતો. આથી થોડા જ સમયમાં તે અજાણી ભૂમિમાં પ્રજાનો પ્રેમ સંપાદન કરી શકયો હતો. દખ્ખણમાં પ્રથમ ઈસ્લામી રાજયના સ્થાપક તરીકે તેની ગણના થાય છે. તે ઈસ્લામી સંસ્થાઓ ઉભી કરવાનો તથા સાર્વજનિક શિક્ષણનો પ્રચાર કરવાનો પ્રખર હિમાયતી હતો. એલિચ્યુર, ગુલબર્ગ, દોલતાબાદ અને અન્ય સ્થળોએ શૈક્ષણિક સંસ્થાઓ સ્થાપીને તેણે દખ્ખણમાં અભ્યાસને ઉત્તેજન આપ્યું હતું. તેણે તેના રાજયામાં હિન્દુઓ ઉપર ઝૂલ્મ થવા દીધા ન હતા. લશ્કરી સેવાના બદલામાં ગેરમુસ્લિમો પાસેથી લેવાતો જઝિયાવેરો બંધ કરનાર તે પ્રથમ સુલતાન હતો.

ટૂંકમાં, સુલતાન અલાઉદ્દીન અહમદશાહના સમયમાં પ્રજા સંતુષ્ટ હતી. તેનું લશ્કર કેળવાયેલું અને શકિતશાળી હતું અને તેથી તેનું શાસનમંત્ર વ્યવસ્થિત રહ્યું હતું.

૧૫૯ વર્ષના બહમની સલ્તનતના શાસન પછી એ વંશના છેલ્લા સુલતાન કલિમુલ્લાહખાનના ૧૫૨૭ માં અવસાન પછી બહમની સલ્તનતમાં પાંચ સુબાના અમીરોએ સ્વતંત્ર રાજયોની સ્થાપના કરી જેમાં વરાડમાં આદિલશાહી વંશ (ઈ.સ.૧૪૮૪–૧૫૭૪), બિજાપુરમાં આદિલશાહી વંશ (ઈ.સ.૧૪૮૪–૧૫૭૪), અહમદનગરમાં નિઝામશાહ વંશ (ઈ.સ.૧૪૯૦–૧૬૩૭), ગોવળકાંઠામાં કુત્બે શાહી વંશ (ઈ.સ.૧૫૧૨–૧૬૮૭) અને બીડરમાં બરીદશાહી વંશ (ઈ.સ.૧૫૨૬–૧૬૧૯) રાજવંશોના શાસન રહ્યા હતા. સમય જતા વરાડ અને

બીડરના રાજ્યોને અનુક્રમે અહમદનગર અને બીજાપુરના સુલતાનોએ પોતાના રાજ્યોમાં મેળવી લીધા હતા.

## મલિક અયાઝ

ફિરંગી પ્રવાસી ડયુઆર્ટ બાર્બોસા જે સુલતાન મહેમૂદના અવસાન પછી ઈ.સ.૧૫૧૫ માં ગુજરાતમાં આવ્યો હતો. તેણે દિવના સુબા મલિક અયાઝ વિષે લખ્યું છે કે એ પુરૂષ ન્યાયી, ખંતિલો અને વિદ્વાન છે. એની પાસે ઘણું શકિતશાળી તોપખાનું છે જે દિવસે–દિવસે તાકતવર બનતું જાય છે. એની પાસે હલ્લેસા મારીને ચલાવી શકાય તેવી અને સપાટ નાની હોડીઓ છે. જે સુંદર ઘાટની અને સુસજ્જ છે. એણે બંદરની પેલી બાજુએ મજબૂત સાંકળ બંધાવી છે અને પોર્ટુગલનો સામનો કરવા આ તોપખાનું સજ્જ રખાયું છે.

વાસ્કો–ડી ગામા પછીના ફિરંગી સત્તાધીશોમાં પહેલા ફિરંગી વાઈસ રોય તરીકે આવેલા ડોમ–ફ્રાન્સિસ્કો–દ–આલ્મીડા (ઈ.સ.૧૫૦૫–૧૫૦૯) એ હિન્દના પશ્ચિમ કાંઠા પર મહત્વના અને વ્યુહાત્મક સ્થળોએ થાણાં સ્થાપી કિલ્લા બાંધવાની નીતિ અપનાવી અને એ માટે જોરદાર પ્રયાસો કર્યા. આ સમયમાં ગુજરાતનું દિવ બંદર આંતરરાષ્ટ્રીય દરિયાઈ વેપાર માટે ઉચ્ચ કોટિનું ગણાતું. ત્યાંના હાકિમ તરીકે મલિક અયાઝ હતા જે ફિરંગીઓના કટ્ટર વિરોધી હતા.

ફિરંગીઓની હિન્દના કાંઠા પર વધતી જતી પ્રવૃત્તિને દાબી દેવાના પ્રયાસરૂપે થયેલી ચેવલ બંદર ખાતેની પ્રથમ લડાઈમાં ગુજરાત અને ઈજીપ્તના નૌકા કાફલાએ વિજય પ્રાપ્ત કર્યો. (ઈ.સ.૧૫૦૮) ઈજીપ્તના છેલ્લા મમ્લુક સુલતાને હિન્દના કાંઠે ફિરંગીઓ સામે લડવા માટે અમીર હુસેનની આગેવાની હેઠળ ઈજીપ્તનો શકિતશાળી નૌકા કાફલો મોકલ્યો. ગુજરાતના નૌકા કાફલાની મલિક અયાઝે આગેવાની લીધી, બન્નેએ ભેગા થઈને ફિરંગીઓને મુંબઈની ઉત્તરે આવેલા ચેવલ બંદર નજીક સજ્જડ હાર આપી. તેમાં વાયસ રોય આલ્મીડાનો યુવાન પુત્ર લોરેન્ઝો લડતાં–લડતાં મરાઈ ગયો. મિરાતે સિકંદરી મુજબ ઝગડાખોર "યુરોપિયનો" એ ગરબડ ઉભી કરી હોવાથી સુલતાન મહેમૂદ બેગડાએ આક્રમણ કરવાના હેતુથી ચેવલ તરફ કૂચ કરી અને દહાણું સુધી પહોંચ્યો, પણ માર્ગમાં જ એને મલિક અયાઝે મેળવેલા વિજયના સમાચાર મળતાં એણે ખુશ થઈને મલિક અયાઝને માન–પોશાક ભેટ આપ્યા.

આ સમયે પોર્ટુગલને પૂર્વના દેશોમાં પોતાને દૃઢ બનાવવા મહત્વના મધ્યવર્તી

કેન્દ્ર તરીકે દિવનું સ્થાન અનિવાર્યપણે ઉપયોગી જણાયું. આથી દિવને કબ્જે કરી ત્યાં ફિરંગી સત્તાની જમાવટ કર્યા વગર અને એમ કરવા ગુજરાતના સુલતાન સાથે સમજૂતી કર્યા વગર તથા સારા સબંધો રાખ્યા વગર ચાલે એમ ન હતું.

ફિરંગી ગવર્નર આલ્બુકર્કે ઈ.સ. ૧૫૧૨ માં ગુજરાતના બંદરો માટે સુલતાનના દરબારમાં ટ્રીસ્ટાઓ ડેગાને પ્રતિનિધિ તરીકે ડિસેમ્બર ઈ.સ. ૧૫૧૨ માં મોકલ્યો. ત્યારે મહેમૂદ બેગડાનું અવસાન થઈ ગયું હતું અને ગુજરાતનો સુલતાન મુઝફ્ફરશાહ (ઈ.સ.૧૫૧૧ – ઈ.સ.૧૫૨૬) હતો.

આલ્બુકર્ક પોતે પણ એડનથી ગોવા જતા દિવ રોકાયો હતો અને ત્યાં મલિક અયાઝને મળ્યો હતો. (સપ્ટેમ્બર ઈ.સ.૧૫૧૩) મલિક અયાઝે આલ્બુકર્કનું વિવેકપૂર્વક સ્વાગત કર્યુ હતું.

આ બધું છતાં સુલતાને દિવમાં ફિરંગીઓની કિલ્લો બાંધવાની વિનંતી ફગાવી દીધી હતી. મલિક અયાઝ દિવમાં ફિરંગીઓના પગપેશારાની વિરુદ્ધ હતા.

સુલતાન મુઝફ્ફરશાહના સમયમાં દિવનો ગવર્નર તથા રાજયનો નૌકાધિપતિ મલિક અયાઝ શકિતશાળી શાસક હતો. મલિક અયાઝની નીતિને કારણે ફિરંગીને દિવમાં કોઠું મળ્યું નહી તે હકીકત છે. મલિક અયાઝની રાષ્ટ્રપ્રેમી નીતિ હોવા છતાં એણે આલ્બુકર્કનું સ્વાગત ઉમદા રીતે કર્યુ હતું એ એની મુત્સદીગીરી બતાવે છે.

દિવમાં જયાં સુધી મુસ્લિમ સત્તા હશે ત્યાં સુધી તુર્કોનો પગપેશારો હિન્દમાં રહેશે એવી પોર્ટુગલમાં પ્રબળ માન્યતા હતી. વળી, આ સમયે માલ્ટા અને પૂર્વના દેશો સાથે ગુજરાતના છીટ કાપડનો મોટો વેપાર ચાલતો હતો. તેથી દિવનું મહત્વ પોર્ટુગલને ઘણું બધું હતું.

ગવર્નર ડીઓગો ઈ.સ.૧૫૨૦ના અંતમાં હોમરઝથી હિન્દ પાછા ફરતા દિવ પર હુમલો કરવાના ઈરાદાથી આવ્યો. ત્યાં મલિક અયાઝે તેનું માનપૂર્વક સ્વાગત કરી ઘણી હોંશિયારીથી દિવની સંરક્ષણ વ્યવસ્થાનો પરિચય કરાવ્યો, એ જોઈને ડીઓગો કાંઈપણ કર્યા વગર ગોવા જતો રહ્યો. એની સાથેની વાતચીત પરથી મલિક અયાઝને ફિરંગીઓ તરફથી દિવ પર આવનાર ભયની ગંધ આવી ગઈ હતી. એણે દિવની સંરક્ષણ વ્યવસ્થા વધુ સંગીન બનાવી લીધી. ડીઓગો લડવાના ઈરાદાથી મોટા જહાજી કાફલા સાથે ફરીથી ફેબ્રુઆરી–૯, ઈ.સ.૧૫૨૧ માં દિવ આવ્યો, પણ મલિક અયાઝની સાવધતા જોઈને હોમરઝ તરફ જતો રહ્યો.

દિવ મેળવવામાં હતાશ થયેલા ડીઓગોએ છ મહિના બાદ દિવ પર હુમલો કરવાનો પ્રયાસ કર્યો. એનો હેતુ દિવથી લગભગ ૨૦ માઈલ દૂર દરિયા કાંઠે આવેલ

મુજફ્ફરાબાદ (હાલનું જાફરાબાદ) જીતી લઈ ત્યાં કિલ્લો બાંધવાનો પણ ઈરાદો હતો, પણ મલિક અયાઝના નૌકા–સેનાની આગા મુહમ્મદે એના હેતુઓ સરળ થવા દીધા નહી. ડિઓગોના ઈરાદાની જાણ મલિક અયાઝને એના જાસુસો દ્વારા થઈ જતી હતી. તેથી એ ફાવતો ન હતો.

ઈ.સ.૧૫૨૨ માં મલિક અયાઝનું અવસાન થયું. એના અવસાનથી ફિરંગીઓ અને ગુજરાત વચ્ચેના સંઘર્ષનો પ્રથમ તબક્કો પૂરો થયો.

મલિક અયાઝનો પુત્ર મલિક તુઘાન અને એના પછી મુસ્તૂફા રૂમીખાનના વર્ચસ્વ હેઠળ ગુજરાતના બંદર સલામત રહી શકયા હતા.

## સુલતાન ફિરોઝશાહ તુગલકના વહીવટી કાર્યો

સુલતાન ફિરોઝશાહ તુગલક ઈ.સ.૧૩૫૧–૧૩૮૮ સુધી દિલ્હીના સુલતાન તરીકેના વહીવટ દરમ્યાન તેમના વહીવટી કાર્ય અંગે થોડું જોઈએ એટલે તે સમયની સમાજ વ્યવસ્થાનો ખ્યાલ આવે.

અગાઉના સુલતાનોએ પ્રજા ઉપર વીસ કરતા વિશેષ કર લાદયા હતા. સુલતાન ફિરોઝે તે રદ કર્યા અને ચાર કર (ખિરાજ, ખમ્શ, ઝકાત અને જઝિયા) વસૂલ કરવાનો તેણે હુકમ કર્યો. ખિરાજ ભૂમિ કર હતો. તે હિન્દુ તેમજ મુસલમાન કિશાનો પાસેથી વસૂલ લેવામાં આવતો. એ ખેતીની પેદાશોનો દશમો ભાગ હતો. ખમ્શ લડાઈમાંથી મળેલી સંપત્તિનો પાંચમો ભાગ લશ્કરના સૈનિકોમાં વહેંચવામાં આવતો હતો અને બાકીનો ભાગ શાહી ખજાનામાં મોકલી આપવામાં આવતો હતો. સુલતાને એ પદ્ધતિમાં ફેરફાર કર્યો હતો અને વહેંચણી ઉલ્ટા–સુલ્ટી કરી હતી જે મુજબ પાંચમો ભાગ શાહી ખજાના માટે રાખી બાકીનો ભાગ તેણે તેના લશ્કરના સૈનિકોમાં વહેંચવાનું ઠરાવ્યું હતું. ઝકાત માત્ર મુસલમાનોએ આપવાની હતી. ઉપજનો અઢી ટકા હિસ્સો ઉઘરાવી તે મઝહબના અને ગરીબ જરૂરતમંદોને રાહત આપવાના કાર્યોમાં વાપરવામાં આવતો હતો. 'જઝિયા' કર બિનમુસ્લિમો પાસેથી તેમના રાજકીય, સામાજિક અને ધાર્મિક હક્કોના રક્ષણના બદલામાં લેવામાં આવતો હતો.

ફિરોઝશાહે ચીજોની હેરફેર ઉપર લેવાતી જકાત બંધ કરી હતી. તેને પરિણામે ખેતી અને વાણિજ્યની ઉન્નતિ થઈ હતી. જીવનનિર્વાહની વસ્તુઓની તંગી રહી ન હતી અને તે સસ્તા ભાવે વેચાવા લાગી હતી. આથી લોકો સુખી અને સમૃદ્ધ બન્યા હતા.

મહેસૂલ પદ્ધતિની વ્યવસ્થા માટે સુલતાને ખ્વાજા હુસામુદ્દીન જુનૈદની નિમણૂંક કરી હતી. તેણે સમગ્ર સલ્તનતમાં છ વર્ષ સુધી ફરી–ફરીને માપણી કરી હતી. અંતે

સુલતાને મહેસૂલ ઘટાડયું હતું અને તેને કાયમી ઠરાવ્યું હતું : એ ફિરોઝશાહની મહાન સિદ્ધિ ગણી શકાય.

પ્રાંતીય હાકિમોને તેમની નિમણૂંક વખતે તથા દર વર્ષે તેમને ભેટો આપવાની પ્રથા ઉપર તેણે પ્રતિબંધ મૂકયો હતો, કારણ કે તેને લાગ્યું હતું કે અંતે તેનો ભાર પ્રજા ઉપર જ પડતો હતો.

સરકારી કરના હિસાબ ખાતામાં જે કંઈ ગેરવ્યવસ્થા ચાલતી હતી તે અંગેના ગુના માટે તેણે કઠોર શિક્ષાનો પ્રબંધ કર્યો હતો.

કાયદા – કાનૂનોના અમલ અંગેની પદ્ધતિ સરળ કરવાનું શ્રેય સુલતાન ફિરોઝશાહને ફાળે જાય છે.

જાસુસી પદ્ધતિ તરફ તેને અણગમો હતો તેથી તે ખાતાનો વિકાસ કરવા ઉપર તેણે લક્ષ્ય કેન્દ્રિત કર્યું ન હતું.

સુલતાન ફિરોઝશાહ શિકારનો ઘણો શોખ હતો, તેથી તેણે દિલ્હી નજીક એક વનપ્રદેશ અલગ રાખવાની વ્યવસ્થા કરી હતી અને તેમાં જંગલી પશુઓની સુરક્ષા માટે યોગ્ય પ્રબંધ કર્યો હતો.

ખેતીની ઉન્નતિ માટે નહેરો ખોદાવવાનો ખ્યાલ દિલ્હીના સુલતાનોમાં પ્રથમ ગ્યાસુદ્દીન તુગલકને આવ્યો હતો અને તેણે તે કાર્યનો આરંભ નાના પાયા ઉપર કર્યો હતો. સુલતાન ફિરોઝશાહે એ કાર્યને અગ્રિમસ્થાને મૂકી તેમાં ઘણો રસ લીધો. તેણે પાંચ નહેરો તૈયાર કરાવી. તેઓમાં સૌથી વિશેષ મહત્વની જમના નદીમાંથી હિસ્સાર શહેર સુધીની, બીજી સલ્તલજ નદીમાંથી ગોગ્રા સુધીની, ત્રીજી માંડવી તથા સિરમોર પ્રદેશમાં હાંસી સુધીની, ચોથી ગાગ્રામાંથી (નવા સ્થાપેલા) ફિરોઝાબાદ શહેર સુધીની અને પાંચમી જમના નદીમાંથી ફિરોઝાબાદ શહેર સુધીની હતી. નહેરો માટે તેણે દોઢસો જેટલા કુંવા પણ ખોદાવ્યા હતા. એ નહેરોને લીધે ઘઉં, શેરડી, મસુર તથા ફળોનો પાક વધુ પ્રમાણમાં થવા લાગ્યો હતો.

સુલતાન ફિરોઝશાહને બાગોનો ઘણો શોખ હતો, અગાઉના સુલતાનોના સમયમાં તૈયાર થયેલા અને પાછળથી તેની સંભાળ બાબતમાં બેદરકારીને લીધે પાયમાલ થયેલા બાગોને તેણે સુધરાવ્યા. દિલ્હીની આસપાસ બારસો જેટલા વાડી, ગામો હતા. તેમાં થતાં ફળોની આવકમાંથી એક લાખ અને એંશી હજાર ટંકા (એક ચલણ) ની રકમ શાહી ખજાનામાં જમા થતી હતી.

આમ સુલતાન ફિરોઝશાહનું શાસન ખેતીના ઉત્તેજન માટે ખ્યાતનામ બન્યું હતું. ગરીબ ખેડૂતો જેમની જમીન ગરીબીને લીધે ગિરવે મુકાયેલી હતી અને જેઓ

દુકાળની તગાવી ભરવા અશકિતમાન હતા તેમને સુલતાને તેમના વજીરની સલાહથી રાહત આપી હતી અને તેમની પાસેથી નીકળતી તગાવીની લેણી રકમ માફ કરી દીધી હતી. એટલું જ નહિં, પણ ભવિષ્યમાં તે ખેડૂતોને કોઈ સુલતાન કે અમલદાર તરફથી હૈરાનગતિ ન થાય તે માટે તે અંગેના દફતરો સળગાવી મૂકયા હતા. આના પરિણામે ખેતી લાયક જમીન વધી ગઈ હતી અને સિંચાઈની સગવડતા ભાડા તરીકે ખેતીની ઉપજનો દશમો ભાગ વેરા તરીકે તેઓ ઉપર નાંખવાથી સરકારની આવક પણ વધી હતી.

સુલતાનને બાંધકામો કરાવવાનો ઘણો ઉત્સાહ હતો. તેણે બસ્સો જેટલી સંખ્યાઓમાં મોટા નગરો અને નગરીઓ બંધાવ્યા હતા જેઓમાં પોતાના નામ ઉપરથી ફિરોઝાબાદ તેના સેહઝાદા ફતેહખાનના નામ ઉપરથી ફત્હાબાદ (વર્તમાન ફતેહાબાદ), હિસ્સાર, ફિરોઝા, જોનપુર તથા ફિરોઝપુર (બદાયુન નજીક) અને એવા અન્ય શહેરોનો સમાવેશ થાય છે. ફિરોઝાબાદમાં તેમણે બંધાવેલું ઘંટાઘર એ પ્રકારના બાંધકામોમાં પ્રથમ હતું. એ ઉપરાંત તેણે કિલ્લા, બંદરો, મસ્જિદો, મકબરા, મહેલો, ગેસ્ટ હાઉસો, ખાનકાહો, જળાશયો અને હોસ્પિટલો બંધાવ્યા હતા. તેમની સંખ્યા ઘણી મોટી હતી. તદઉપરાંત તેમણે સંખ્યાબંધ ઈમારતોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. તેઓમાં મોટા ભાગે મકબરાઓ હતા. તેમણે કરાવેલા એ સર્વ કાર્યો માટે તે ગૌરવ પ્રદર્શિત કરતો હતો. કહેવાય છે કે નવા મકાનો બાંધવા કરતાં પ્રાચીન સ્થાપત્યને સાચવી રાખવામાં તે ઘણો રસ લેતો હતો. ઈ.સ.૧૩૫૬ માં પંજાબ પ્રદેશમાં આવેલા ખિઝરાબાદ પ્રાંતના અંબાલા જિલ્લામાંના ટોપ્રા પ્રાંતમાંથી અશોકનો એક શિલાસ્તંભ લાવી ફિરોઝાબાદની જુમ્આ મસ્જિદ પાસે અને બીજો મેરઠથી લાવી વર્તમાન નવી દિલ્હી નજીક આવેલી એક ટેકરી ઉપર સ્થાપિત કરાવ્યા હતા.

અંતમાં નોંધવા જેવું એ છે કે ભારતમાં સ્થાપત્યના રક્ષણનો પ્રથમ ખ્યાલ સુલતાન ફિરોઝશાહને આવ્યો હતો.

## -:: સાર્વજનિક કાર્યો ::-

પ્રજાના કલ્યાણ માટે ફિરોઝશાહે કેટલાક ઉદાર પગલા લીધા હતા. તેમણે રોજગાર કેન્દ્રની સ્થાપના કરી હતી. ત્યાં બેકાર લોકોની યાદી રાખવામાં આવતી હતી. દિવાને ખૈરાત (અર્થાત્ દાનખાતાનું કાર્યાલય)ની પણ સ્થાપના તેણે કરી હતી. નિર્ધન લોકો તેમની પુત્રીના લગ્ન માટેની ગરીબ સ્થિતિની વિગત આપતી લેખિત અરજી કરે તો યોગ્ય પ્રમાણમાં આર્થિક સહાય આપવાનો તેણે પ્રબંધ કર્યો હતો. તેમણે અનેક ધર્માદા, દવાખાના અને હોસ્પિટલોની સ્થાપના કરી હતી અને તેમાં

નિષ્ણાંત હકીમોની નિમણૂંક કરવાની અને દર્દીઓને દવા તેમજ ભોજન સહિત સારવાર આપવાની વ્યવસ્થા રાખી હતી.

મિસરના અબ્બાસી ખલીફા અલ–હકીમે ઈ.સ. ૧૩૫૬ માં તેના ઉપર બે વાર આખા હિન્દુસ્તાનના સુલતાન પદની સનદ મોકલી હતી. દિલ્હી સલ્તનતના ઈતિહાસમાં પોતાને ખલીફાના નાયબ તરીકે ઓળખાવનાર સુલતાન ફિરોઝશાહ તુગલક પ્રથમ હતો. તેણે સિક્કાઓ ઉપર અને ખુત્બાઓમાં ખલીફાનું નામ દાખલ કર્યું હતું.

દેશની સમૃદ્ધિ વધે અને રૈયત સુખ–શાંતિમાં રહે તેમ કરવા તે પ્રયત્નશીલ રહેતો હતો. હિન્દુસ્તાનના લોકોના જીવનનો પાયો ખેતી હોવાથી તેની સુધારણાની યોજના તથા લોક કલ્યાણના તેણે કરેલા કામો માટે સુલતાન ફિરોઝશાહ તુગલક ઈતિહાસમાં હંમેશા યાદગાર બની રહેશે.

## મૌલાના અબુલ કલામ આઝાદ (રહ.)

મોહયુદ્દીન અહમદ ઉર્ફે ફિરોઝ બખ્ત અબૂલ કલામ ઈમામુલ હિન્દ અને પેશ્વાએ આઝમના ઈલ્કાબથી નવાઝાયેલ છે.

આપ વિખ્યાત મુફસ્સિર, અરબીના વિદ્વાન, અરબી અને ફારસીના લેખક, ઉર્દૂનાં પ્રભાવશાળી વકતા હતા. આપના સાપ્તાહિક **"અલ હિલાલ"** દ્વારા હિન્દુસ્તાની પ્રજાને અંગ્રેજી શાસન વિરૂદ્ધ જાગૃત કરી ક્રાંતિકારી બનાવી. મૌલાનાની વિદ્વતા અને જ્ઞાનનો પ્રભાવ ભારતની બહાર પણ ઈસ્લામી જગતમાં પડયો હતો. આપે ઈસ્લામી તમદ્દન (સંસ્કૃતિ) જાળવી સંપૂર્ણ ભારતીય રાષ્ટ્રવાદી બની પોતાના જીવનને દુનિયા સમક્ષ બેમિસાલ નમૂનો પેશ કર્યો છે. આપે ઈ.સ. ૧૯૧૨માં સાપ્તાહિક **"અલ હિલાલ"** શરૂ કર્યું. **"અલ હિલાલે"** પ્રજાને માનસિક ભય અને નિરાશામાંથી બહાર કાઢી, આશા અને ઉત્સાહનું સિંચન કર્યું. આઝાદીના લેખોએ બ્રિટીશ સત્તાને દઝાડી. ઈ.સ. ૧૯૧૯માં તેમનું પ્રેસ જપ્ત કરવામાં આવ્યું અને આપને ચાર વર્ષની જેલની સજા થઈ.

આપ ઈ.સ. ૧૯૨૫માં ગાંધીજી સાથેની મુલાકાતે અહિંસા સંબંધી વિચારોથી પ્રભાવિત થયા અને પોતાના વિદ્વતા અને રાષ્ટ્રવાદી વિચારોથી ગાંધીજીને પણ એટલા જ પ્રભાવિત કર્યા.

મૌલાના આઝાદ કોંગ્રેસ સાથે પ્રથમથી સંકળાયેલા હતા. ઈ.સ. ૧૯૩૩–૩૪માં જયારે ડો.અન્સારીની આગેવાનીમાં સ્વરાજ પાર્ટીને પુનઃ ઉભી

કરવાની દરખાસ્ત થઈ ત્યારે મૌલાનાએ સંસદીય કાર્યક્રમની જોરદાર હિમાયત કરી હતી. ઈ.સ. ૧૯૩૫માં આપ કોંગ્રેસ સંસદીય સબ–કમિટીમાં ચૂંટાઈ આવ્યા.

કોંગ્રેસ કારોબારી પર આપનો પ્રભાવ હતો. હકીમ અજમલખાં અને ડો. અન્સારીના અવસાન બાદ કોંગ્રેસી વર્તુળોમાં હિન્દુસ્તાની મુસ્લિમોને લગતી બાબતોમાં મૌલાનાના અભિપ્રાય વજનદાર બની ગયા હતા.

૧૫ ફેબ્રુઆરી, ઈ.સ. ૧૯૪૦માં તેઓ કોંગ્રેસ પ્રમુખ તરીકે ચૂંટાયા, ૨૦–૨૧ માર્ચ રામગઢ અધિવેશનમાં પ્રમુખપદ સંભાળ્યું તે વખતે કોંગ્રેસ પ્રમુખ "રાષ્ટ્રપતિ" ના રૂપમાં સ્વીકારવામાં આવતા હતા. આપનો કોંગ્રેસ પ્રમુખનો ગાળ ૬ વર્ષનો સૌથી લાંબો ગાળો હતો. આપની જ નેતાગીરીમાં કોંગ્રેસ દેશની આઝાદી માટે અંતિમ, નિર્ણાયક યુદ્ધ લડી હતી.

બ્રિટિશરો સામેની ચળવળ દરમિયાન ભારતના અગ્રણી મુસ્લિમ રાષ્ટ્રવાદી મૌલાના આઝાદ હતા, પણ આનાથી પણ ઉપર તેઓ ભારતના સિવિલાઈઝેશન, ઈતિહાસમાં મુસ્લિમોના સ્થાનના દીર્ઘદ્રષ્ટા હતા અને તેથી તેના ભવિષ્યમાં મૌલાના આઝાદને યાદ કરવા જ રહ્યા.

૧૯૪૦ માં રામગઢ ખાતે ભારતીય રાષ્ટ્રવાદી કોંગ્રેસના પ્રમુખ બન્યા ત્યારે આઝાદે સંયુકત ભારતમાં ધાર્મિક મુસ્લિમની શ્રદ્ધાનો કદાચ સૌથી મોટો પુરાવો આપ્યો હતો. તેઓએ જાહેર કર્યુ હતું કે કોમી રેખા પર ભારતને વિભાજિક કરવાના વિચાર સામે મારા અસ્તિત્વના દરેક તંતુએ બળવો કર્યો હતો. આ બાબત મુસલમાન માટે સહન કરવી શકય છે કે કેમ તે હું માની શકતો ન હતો. એમ તેઓએ જાહેર કર્યુ હતું. આ બાબતે એવી ચીઢ કાઢી હતી કે સિકયુલરાઈઝડ જિન્નાહે ભારતના મુસ્લિમો માટે બોલવાનો દાવો કર્યો હતો અને અલગ રાષ્ટ્ર હોવાનો દાવો કર્યો હતો, જયારે મૌલાના બન્ને રીતે કટિબદ્ધ મુસ્લિમ અને જુસ્સાવાળા ભારતીય હતા. "હું મુસલમાન છું અને આ હકીકતનો મને ગર્વ છે." એમ તેઓએ બિન મુસ્લિમ કોંગ્રેસ શ્રોતાઓને કહ્યું હતું. ૧૩૦૦ વર્ષની ઈસ્લામની અદ્‌ભૂત પરંપરા એ મારો વારસો છે. હું આ વારસાનો નાનામાં નાનો ભાગ પણ ગુમાવવા તૈયાર નથી. ઉપરાંત ભારતીય હોવાનો મને ગર્વ છે. હું અવિભાજિત એકતાનો ભાગ છું જે ભારતીય રાષ્ટ્રિયતા છે.

***ઐતિહાસિક દાવો. ::–***

પછી તેમણે ઉમેર્યુ હતું કે આ મહત્વનો ભાગ છે. હું આ ઉમદા ભવ્યતા માટે અટલ છું, હું આ દાવાને કયારેય નમી શકું નહી. તે ભારતની ઐતિહાસિક નિયતિ છે કે ઘણાં માનવીય ધર્મો અને સંસ્કૃતિઓ અને જાતિઓ તેની તરફ આવી છે તથા ઘણાં

બધા કાફલાઓ અહીં રહ્યા છે.

આ કાફલાઓમાંનો છેલ્લો કાફલો ઈસ્લામના અનુયાયીઓનો હતો. તેઓ અહીં આવ્યા અને સારાપણાં માટે સ્થાયી થયા. અમો અમારી સાથે ખજાનો લાવ્યા અને ભારત પોતે તેના ભવ્ય વારસાથી સમૃદ્ધ હતું. અમે તેને જે જરૂરી હતું તે આપ્યું. ઈસ્લામના ખજાનામાંથી સૌથી વધુ કિંમતી ભેટ માનવીય સમાનતાનો સંદેશ આપ્યો. અત્યારથી અગિયાર સદીઓ પસાર થઈ ગઈ છે.

આ કહેવા માટે હિંમત હોવી જોઈએ. મૌલાના ભારતીય બિન સાંપ્રદાયિકતાના હળવા અને અસ્પષ્ટ સિદ્ધાંતોમાં તેમના ઈસ્લામને ડુબાડી રહ્યા ન હતા. તેના બદલે તેઓ તેમની ધાર્મિક ઓળખમાં ઈસ્લામની સમૃદ્ધિ અને અદ્‌ભૂતતામાં ગર્વ અનુભવી રહ્યા હતા ત્યારે ભારતના મુસ્લિમો માટે ભારતનો દાવો કરી રહ્યા હતા. તેમણે એવી દલીલ કરીને ભાગલાની વાતને ઉડાવી દીધી હતી કે કાશ્મીરથી કન્યાકુમારી અને ખૈબરથી ખુલના સુધીના ભારત પર જેટલો હિન્દુઓનો અધિકાર છે તેટલો જ અધિકાર તેમનો છે.

જો હિન્દુત્વ હજારો વર્ષોથી અહીં લોકોનો ધર્મ છે તો ઈસ્લામ પણ હજારો વર્ષોથી તેમનો ધર્મ છે. જે રીતે હિન્દુ ગર્વથી એમ કહી શકે કે તે ભારતીય છે અને હિન્દુત્વને અનુસરે છે તે જ રીતે અમે પણ ભારતીયો છીએં અને ઈસ્લામનું અનુસરણ કરીએ છીએ.

મૌલાનાના પ્રમુખપદ હેઠળ કોંગ્રેસે વ્યકિગત સત્યાગ્રહનો આદેશ આપ્યો હતો તેથી બીજી જાન્યુઆરી ઈ.સ. ૧૯૪૧ના રોજ આપની ધરપકડ કરવામાં આવી. તે ચોથી ડિસેમ્બર ઈ.સ. ૧૯૪૧ના રોજ સર સ્ટીફોર્ડ ક્રિપ્સના ભારતમાં આગમન સુધી ચાલુ રહી. આપને છોડવામાં આવ્યા, પરંતુ કોંગ્રેસે ક્રિપ્સ દરખાસ્ત ફગાવી દઈ આઝાદીની લડત ઉગ્ર બનાવી.

૮ ઓગષ્ટ ઈ.સ. ૧૯૪૨ના રોજ કોંગ્રસે "ભારત છોડો" આંદોલનનો ઐતિહાસિક ઠરાવ પસાર કર્યો જેનાથી બર્કિન્ગહામ પેલેસના પાયા હચમચી ગયા અને બ્રિટીશ સરકાર સારી રીતે સમજી ગઈ હતી કે હવે જો ભારતની આ ઐતિહાસિક ક્રાંતિ ચળવળને દબાવી દેવામાં નહી આવે તો ભારત બ્રિટનના હાથમાંથી સરકી જશે. એટલું જ નહી, પણ બ્રિટન યુદ્ધ પણ હારી જશે. તેથી ૯મી ઓગષ્ટે મૌલાનાની કોંગ્રેસ કારોબારીના સભ્યો સાથે ધરપકડ કરવામાં આવી. પ્રથમ અહમદનગરના કિલ્લામાં પછી બાંકોડ (બંગાળ) લઈ જવાયા અને તા. ૫–૬–૧૯૪૫ના રોજ છૂટયા.

૨૦મી જૂન ૧૯૪૫ના મુંબઈ અધિવેશનમાં મૌલાના આઝાદ તથા ગાંધીજીને

કોંગ્રેસ મંત્રણાની સત્તા સોંપી. ૨૫ જૂલાઈની પહેલી સિમલા કોન્ફરન્સ નિષ્ફળ નિવડી. ક્રિપ્સ મિશન પછી બ્રિટીશ સરકાર સાથે મંત્રણાનો બીજો દોર પણ નિષ્ફળ નિવડયો. ત્યાર બાદ બ્રિટીશ સંસદીય પ્રતિનિધિમંડળ ભારતની મુલાકાતે આવ્યું. ૧૭મી જાન્યુઆરી – ૧૯૪૬ના રોજ મૌલાનાએ મુલાકાત કરી.

૧૫મી માર્ચ ઈ.સ. ૧૯૪૬ના રોજ બ્રિટીશ વડાપ્રધાને ભારતની આઝાદીનું એલાન કર્યું. ભારત મંત્રી લોર્ડ લોરેન્સ, સર સ્ટીફોર્ડ ક્રિપ્સ અને મિ. એલેકઝાન્ડરના ભારત આવેલા પ્રતિનિધિ મંડળ સાથે મૌલાના આઝાદ ૩જી એપ્રિલે મળ્યા જે મંત્રણાના પરિણામે ૫ થી ૮ મેની બીજી સિમલા કોન્ફરન્સ સંપન્ન થઈ. પરિણામે ૧૬મી મેના રોજ પ્રધાનમંડળ યોજના ભારત અને બ્રિટનમાં એકસાથે જાહેર કરવામાં આવી અને ૨૪ ઓગષ્ટ ઈ.સ. ૧૯૪૬ના રોજ ભારતમાં એક કામચલાઉ સરકારની રચના થઈ.

ભારતની આઝાદીની લડાઈના મહત્વના તમામ તબક્કાઓ મૌલાનાની નેતાગીરીમાં રહ્યા. તે દરમિયાન રાજકીય આંટીઘુંટી આપની દૂરંદેશી અને મુત્સદ્દીગીરીથી ઉકેલાઈ. ૬ઠ્ઠી જુલાઈ ઈ.સ. ૧૯૪૬ ના રોજ પંડિત જવાહરલાલ કોંગ્રેસ પ્રમુખ બન્યા.

મૌલાના વચગાળાના સરકારથી શરૂ જીવનના અંત સુધી કેન્દ્રના શિક્ષણ પ્રધાન તરીકે કેબિનેટમાં રહી પંડિતજી સાથે ખભેખભા મિલાવી રાષ્ટ્રની સક્રિય સેવામાં રહ્યા.

આપના અહમદનગરના જેલવાસ દરમિયાન આપની પત્ની નુરનું ૯મી એપ્રિલ ઈ.સ. ૧૯૪૩ના રોજ અવસાન થયેલું. ૨૨ ફેબ્રુઆરી ઈ.સ. ૧૯૫૮ શનિવારના રોજ સવારે ૨ : ૧૫ વાગ્યે હિન્દુસ્તાનનો ખાસ અને મખ્લૂકે ખુદાવંદીનો આમ, ઈલ્મી, અદબી, મોહસીન સિતારો ફાની દુનિયાથી સફર કરી આલમે આખિરત તરફ કૂચ કરી ગયો. (ઈન્ના લિલ્લાહિ....) દિલ્હીની જુમ્મા મસ્જીદ પાસે પરેડ ગ્રાઉન્ડમાં આપ દફન થયા.

## સુલતાન મહમૂદ બેગડો (ઈ.સ.૧૪૫૮–૧૫૧૧)

મહમૂદ બેગડો સુલતાન મુહમ્મદશાહ બીજાનો નાનો પુત્ર હતો. તે તખ્ત પર બેઠો ત્યારે તેણે "અબૂલ ફત્હ મહમૂદ શાહ" ખિતાબ ધારણ કર્યો હતો. તે સમયે તેની વય માત્ર તેર વર્ષની હતી.

સુલતાન નિઝામશાહ બહમનીની વિનંતીને માન આપીને તેણે માળવાના

સુલતાન મહમૂદશાહ ખલ્જીના આક્રમણો સામે બે વાર ઈ.સ.૧૪૬૧ અને ઈ.સ.૧૪૬૩ માં સહાય કરીને બચાવ્યો હતો. ૧૪૭૦ માં સુલતાને ગિરનારના પ્રદેશને પોતાની સલ્તનતમાં સામેલ કરી લીધો અને ત્યાંના પહાડની તળેટીમાં જૂનાગઢ ની બાજુમાં એક નવુ શહેર વસાવી તેનું નામ તેણે મુસ્તફાબાદ રાખ્યું. સુલતાન મહમૂદ બેગડો શિયાળામાં મુસ્તફાબાદમાં ઉનાળામાં અમદાવાદમાં અને ચોમાસામાં મુહમ્મદાબાદ (ચાંપાનેર)માં રહેતો હતો. ઈ.સ.૧૪૭૧ માં તે કચ્છનું રણ ઓળંગી વર્તમાન થર અને પારકરમાં વિજય મેળવી સુમરા અને સૌઢા સરદારોને સોરઠમાં લાવી વસાવ્યા હતા.

ઈ.સ.૧૪૭૩ માં જગત (દ્વારકા)ના કિનારે ફરતા ચાંચિયાઓ અંગે ફરિયાદ આવતા તેમની પ્રવૃત્તિઓ સુલતાને ડામી દીધી અને તેઓને વશ કર્યા.

વાસ્કો–દ–ગામાએ 'કેઈપ ઓફ ગુડ હોપ'નો રસ્તો ઈ.સ.૧૪૯૮ માં શોધ્યો હતો. એ પછીના એક દાયકામાં પોર્ટુગીઝો અરબી સમુદ્રમાં ચાંચિયાગીરી કરતા અને દરિયાઈ જહાજોને કનડતા. સુલતાન મહમૂદશાહે મિસરના મમ્લૂક સુલતાન સાથે સહયોગ કર્યો અને તેણે (એટલે કે મહમૂદ બેગડાએ) તુર્ક મલિક અયાઝની સરદારી નીચે એક નૌકા કાફલો પોર્ટુગીઝો સામે લડવા તૈયાર કરી મોકલી આપ્યો. તેવી રીતે મિસરના મમ્લૂક સુલતાને ઈ.સ.૧૫૦૭ ના સપ્ટેમ્બર મહિનામાં જિદ્દાહના હાકિમ અમીર હુસેન કુર્દની સરદારી નીચે એક નૌકા કાફલો રવાના કર્યો. પોર્ટુગીઝ વાઈસરોય ફ્રાન્સિસ્કો આલ્મીડાએ તેના પુત્ર ડોમ લોરેન્કોની સરદારી નીચે નૌકા કાફલો રવાના કર્યો. તુર્ક અને કુર્દના સંયુકત કાફલાએ લડાઈ લડવાની શરૂઆત કરી અને ઈ.સ. ૧૫૦૮ માં વર્તમાન મુંબઈની દક્ષિણમાં આવેલા ચેવલ બંદર આગળ પોર્ટુગીઝોને હરાવ્યા.

સુલતાન મહમૂદશાહનું અવસાન ઈ.સ.૧૫૧૧ માં થયું. તે એક બહાદુર લડવૈયો અને એક પ્રખર વિજેતા હતો. ગુજરાતના સૌથી મશ્હૂર અને સૌથી મહાન સુલતાન તરીકે તેની ગણતરી થાય છે. જોનપુર, દિલ્હી, બંગાળા અને કાશ્મીર ઉપરાંત ઈરાન, રોમ, મિસર અને યુરોપથી પણ તેના દરબારમાં એલચીઓ ભેટો સાથે આવ–જા કરતા હતા.

અત્યંત ઉદાર, ન્યાયપ્રિય સુલતાન બાળપણ, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થામાં એક સરખી રીતે વિવેક બુદ્ધિમાં, શારીરિક શકિતમાં, હિંમતમાં અને વિજયમાં એક ઉત્તમ નમૂનો હતો.

વર્તમાન ખેડા જિલ્લાની વાત્રક નદીને કાંઠે લૂંટારૂઓ સામે લોકોના સંરક્ષણ

માટે તેણે પોતાના નામ ઉપરથી મહમૂદાબાદ (વર્તમાન મહેમદાબાદ) શહેર વસાવી એક કિલ્લો બાંધ્યો હતો. ત્યાં એક સુંદર વાવ પણ તેણે તૈયાર કરાવી હતી. તેના શાસન દરમ્યાન અમદાવાદની વસતિ ઘણી વધી ગઈ હતી. તેણે ગેસ્ટ હાઉસો (સરાઈઓ), વાવો, શાળાઓ અને મસ્જીદો વગેરે ઘણાં બાંધકામો કરાવ્યા હતા. તે વૃક્ષોનો ઘણો શોખીન હતો. અણહીલવાડ પાટણથી વડોદરા સુધી રસ્તાની બન્ને બાજુએ તેણે આંબા અને રાયણના વૃક્ષો રોપાવ્યા હતા.

પ્રાચીન સમયથી જ ગુજરાત પ્રદેશની કેટલીક પ્રજાઓ લડાયક ખમીર ધરાવતી હતી. તેથી પાડોશી રાજયો કરતા અહીના સૈન્યોની શકિત વિશેષ હતી. ગુજરાતમાં સૌપ્રથમ ફૌજી નૌકા કાફલો તૈયાર કરાવનાર સુલતાન અહમદશાહ પહેલો હતો. ખંભાતનું બંદર તેનું કેન્દ્ર સ્થળ હતું. સુલતાન મહમૂદ બેગડાએ આ કાફલાને ઘણો જ મજબૂત બનાવ્યો હતો. તોપ સહિત દરેક જાતના લડાયક સરંજામથી તેને સજ્જ કર્યો હતો. સુલતાન બહાદુરશાહના સમયમાં જહાજો બનાવવાના કારખાના ઘોઘા, ખંભાત અને સુરતમાં મોટા પ્રમાણમાં વિકસ્યા હતા. ગુજરાતનો દરિયાઈ કાફલો આખા ભારતમાં અદ્વિતીય ગણાતો હતો.

ગુજરાતના સુલતાનોએ અહમદનગર (વર્તમાન હિંમતનગર), મહમૂદાબાદ (વર્તમાન મહેમદાબાદ), મુઝફ્ફરાબાદ (વર્તમાન કુતિયાણા) જેવા અનેક શહેરો અને ગામો વસાવ્યા હતા.

એ યુગમાં દરિયાઈ વેપાર સારા પ્રમાણમાં વિકાસ પામ્યો હતો અને ગુજરાતમાં ૮૪ જેટલા બંદરો હતા જેમાં ખંભાતનું બંદર વેપારનું એક મુખ્ય કેન્દ્ર હતું. ઈરાન, બગદાદ, બસરા, એબિસિનિયા, યમન અને મિસરથી વેપારી જહાજો ત્યાં આવતાં અને વેપાર ધીખતા પ્રમાણમાં ચાલતો હતો. વિદેશી વેપારીઓ વિશેષ કરીને સોનું, ચાંદી અને તાંબુ લાવતા હતા.

ખેતી માટે તળાવો મોટી સંખ્યામાં ખોદવામાં આવ્યા હતા. સુલતાન અહમદશાહે અમદાવાદનો પાયો નાંખ્યો ત્યારે શાહી મહેલો સાથે બાગો બનાવવા માટે ખાસ વ્યવસ્થા તેણે રખાવી હતી. ખંભાતમાં પણ સમુદ્ર કિનારે તેણે એક બાગ તૈયાર કરાવ્યો હતો. સુલતાન કુત્બુદ્દીને જે બાગો તૈયાર કરાવ્યા હતા તેમાંથી અમદાવાદમાં પ્રખ્યાત નગીનાવાડી (કાંકરીયા) આજે પણ પ્રખ્યાત છે. સુલતાન મહમૂદશાહ બેગડાએ વૃક્ષો અને બાગોનું કામ કરાવવા ઈરાનના નિષ્ણાંતો બોલાવી બાગબાનીનું કામ લીધું હતું. તેનાં સમયમાં આખો પ્રદેશ "બાગે બહાર" જેવો જણાતો હતો.

સુલતાન મુઝફ્ફરશાહ બીજાના સમયમાં ખેતી એટલા વિશાળ પ્રમાણમાં

થતી હતી કે પશુઓના ચરિયાણ માટે જમીન ફાજલ રહી ન હતી. તેથી દરેક ગામમાં ચરિયાણ માટે જમીન અલગ રાખવાની ખાસ યોજના ઘડવી પડી હતી. આ પ્રદેશની જમીન કપાસ માટે ઘણી જ અનુકૂળ હતી. ઘણાં વર્ષો સુધી તેના તે જ છોડો ઉપરથી પાક ઉતરતો હતો. દ્રાક્ષનો પાક વર્ષમાં બે વાર ઉતારાતો હતો. તદુપરાંત પીપર, આદુ અને ગળોની ખેતી વિસ્તૃત પાયા પર કરવામાં આવતી હતી.

કાપડનો મોટો ઉદ્યોગ હતો. ઉપરાંત ચામડાનો ઉદ્યોગ પણ ધમધોકાર ચાલતો હતો. સ્થાનિક કારીગરો લાલ તથા વાદળી રંગના ચામડાની ચટાઈઓ બનાવતા હતા અને તે ઉપર પશુ–પક્ષીઓના ચિત્રો અંકિત કરતા હતા. તેમાં સોનાં તથા ચાંદીના તારનું ભરતકામ પણ કરવામાં આવતું હતું.

ખંભાતમાં દરેક પ્રકારના ઉત્તમ કારીગરો રહેતા હતા. ત્યાંના સોનીઓ અતિ બારિક કામ કરવામાં કુશળ હતા. પરવારા તથા અકિક અને અન્ય પ્રકારના પથ્થરોમાં તથા હાથી દાંતમાં બેનમૂન કલાત્મક કામ થતું હતું. એવાઈમીટેશન જવેલરી પથ્થર અને હિરા તૈયાર થતા કે તે સાચા હોય એવો જ ભાસ થતો હતો. તદઉપરાંત બંગડીઓ અને તલવારના હાથામાંનું સુંદર જડાઉ કામ માટે પણ ખંભાત મશહૂર હતું.

સુલતાન મહમૂદ બેગડાનો સમય ગુજરાતની સલતનતનો સુવર્ણકાળ હતો.

## ઉસ્માનિયા ખિલાફત

મોંગોલોના હુમલાઓથી મધ્ય એશિયામાંથી એશિયામાઈનોર તરફ ધકેલાયેલા તુર્કો ઈ.સ.૧૩૦૦ સુધી સમગ્ર એશિયામાઈનોરના ધણી થયા. આ તુર્કોના આગેવાન ઉસ્માન (ઈ.સ.૧૨૯૯–૧૩૨૬) હતો. યુરોપિયનોએ 'ઉસ્માન' શબ્દને ભ્રષ્ટ કરી 'ઓટોમન' શબ્દ બનાવી તેણે સ્થાપેલી રાજસત્તા તથા તેના અનુયાયીઓને 'ઓટોમન' કહ્યા.

એશિયામાઈનોર તુર્કોના હાથમાં આવતાં કોન્સ્ટેન્ટિનોપલના બાઈઝેનટાઈનના ગ્રીક રાજય માટે ભય ઉભો થયો. ઓટોમન તુર્કોએ સેલજૂક તુર્કોના પ્રદેશો જીતી લઈ ૧૪ મી સદીના પ્રારંભમાં પોતાના રાજયોની સ્થાપના કરવા માંડી. ઓટોમન વંશની સ્થાપના ઉસ્માનના પ્રપૌત્ર બાયઝિદ પહેલા (ઈ.સ.૧૩૮૯–૧૪૦૨) એ કરી. તેણે બાલ્કન પર ચડાઈ કરી તે તરફ પોતાનું થાણું ફેરવ્યું અને યુરોપમાં પ્રવેશ કર્યો. ઈ.સ.૧૩૭૧માં તેના પુરોગામીએ ગ્રીસનો મેસોપોટેમિયા પ્રાંત લીધો હતો અને ઈ.સ.૧૩૮૮માં બલ્ગેરીયામાં દાખલ થયો હતો. બાયાઝિદ પહેલાનાં હલ્લાથી બાલ્કન પડયું અને આ સૌને પરિણામે તુર્કો બાઈઝેનટાઈન સુધીમાં યુરોપના ઈતિહાસ પર

સામ્રાજયની ચારે બાજુએ ગોઠવાયા. તુર્કોની આગેકૂચને રોકવા હંગેરીના સિજિસમંડે યુરોપના રાજયોની મદદ માંગી. ઈ.સ.૧૩૯૬ માં પશ્ચિમના રાજયો અને વેનિસના સંયુક્ત દળોને તુર્કોએ હરાવ્યા. ઈ.સ.૧૩૯૭ માં એથેન્સ પર તુર્ક આધિપત્ય સ્થપાયું. મુરાદ બીજા (ઈ.સ.૧૪૨૧–૫૧) એ કોન્સ્ટેન્ટિનોપલ પરનું આક્રમણ શરૂ કરી ઈ.સ.૧૪૨૨ માં તેનો ઘેરો ઘાલ્યો, પરંતુ ગાદી માટે ભાઈઓ વચ્ચે ઝઘડો થતાં કોન્સ્ટેન્ટિનોપલ પરનો ભય એક પેઢી સુધી પાછો ઠેલાયો.

હંગેરીના રાજવી વ્લાડિસ્લાવ ત્રીજાએ ઈ.સ.૧૪૪૩ માં તુર્કો સામે ધર્મ યુદ્ધની હાકલ કરી. ૨૫૦૦૦ નું સૈન્ય લઈ તે બલ્ગેરિયામાં પ્રવેશ્યો અને તુર્કોને હાર આપી. ધર્મયુદ્ધના સૈનિકો આગળ વધ્યા, પરંતુ વર્ના આગળ ખેલાયેલી લડાઈમાં ખ્રિસ્તીઓ હાર્યા. વ્લાડિસ્લાવ મરાયો.

મુહમ્મદ બીજા (ઈ.સ.૧૪૫૧–૮૧) એ કોન્સ્ટેન્ટિનોપલ પરના આખરી હુમલાની તૈયારી કરી અને ઈ.સ.૧૪૫૩ ના એપ્રિલમાં તેનો ઘેરો ઘાલ્યો. લશ્કરી વ્યુહ અને કુશળતામાં તુર્કો ચડીયાતા પુરવાર થયા. નાતાલનાં દિવસે જંગી હુમલો કરવામાં આવ્યો અને તુર્કો દિવાલ તોડી નગરમાં પ્રવેશ્યા અને કોન્સ્ટેન્ટિનોપલ તુર્કોનાં હાથમાં આવ્યું. (ઈ.સ.૧૪૫૩) છેલ્લો બાઈઝેનટાઈન સમ્રાટ કોન્સ્ટેન્ટિનોપલ ૧૧મો લડતાં–લડતાં મરાયો.

ઈ.સ.૪૭૬ માં પશ્ચિમ રોમન સામ્રાજયનો નાશ થયા પછી લગભગ એક હજાર વર્ષ બાદ કોન્સ્ટેન્ટિનોપલમાં બચેલા રોમન સામ્રાજયનો નાશ થયો અને તુર્કોના હાથમાં સર્બિયા અને બોસ્નિયા આવતાં તુર્ક સામ્રાજય, સેલજુક સામ્રાજય, મામલૂક સામ્રાજય અને બાઈઝેનટાઈન સામ્રાજયને પોતાનામાં સમાવી લઈ તેનો એક પગ યુરોપ પર અને બીજો એશિયા પર રોપાયો. ક્રમે–ક્રમે ઉત્તર આફ્રિકાના મુસ્લિમ રાજયો પર પણ તેની કહુમત પ્રસરી. પશ્ચિમમાં ડાન્યૂબ પરના બુડાપેસ્ટથી પૂર્વમાં ટાઈગ્રીસ પરના બગદાદ સુધી અને ક્રીમીયાથી નાઈલનાં પહેલા ધોધ સુધી આ સામ્રાજય વિસ્તર્યુ. ઈ.સ.૧૩૦૦ થી ૧૯૨૨ સુધીમાં ઓટોમન સામ્રાજયના સ્થાપક ઉસ્માનના જ વંશના ૩૬ સુલતાનો થઈ ગયા. આમાન, સુલતાન સુલેમાને ધારાઓને સંશોધિત કરાવી તેને ગ્રંથસ્થ કર્યા. તેણે મસ્જિદો, શાળાઓ, હોસ્પિટલો, મહેલો, આરામગૃહો, પુલો, જલગારો, ધર્મશાળાઓ અને સાર્વજનિક સ્નાનાગરો બંધાવી તેમને શણગાર્યા. હેગીયા સોફીયાની ઈમારતી સ્પર્ધા કરી શકે તેવી વિખ્યાત સુલેમાનિયા નામની મસ્જિદ બંધાવી.

ઓટોમન અથવા ઉસ્માની તુર્ક સુલ્તાન સુલેમાન પ્રથમ ૧૫૨૦ થી ૧૫૬૬

લગભગ છવાઈ જાય છે. એણે તુર્કસ્તાનને જમીની અને સમુદ્રી આધિપત્યનો અનુભવ કરાવ્યો. ઉત્તર આફ્રિકાના ટ્રીપોલીથી એશિયાના ઈરાનથી યુરોપના બેલગ્રેટ સુધી તુર્કસત્તા સુલેમાન ધ મેગ્નિફિશન્ટના જમાનામાં ફેલાઈ ચૂકી હતી. સુલતાન સુલેમાનના લશ્કર અને નૌકા દળ એના જમાનામાં સૌથી આધુનિક હતું. ઉપરાંત ઈતિહાસકારો સુલેમાનને "કાનૂની" નામથી ઓળખે છે સુલેમાન "કાનૂની" એક ન્યાયપ્રિય રાજા તરીકે ઈતિહાસમાં ઓળખાય છે.

તુર્કો ખાનાબ્દોસ્ત અને ભટકતા લોકો હતા. તેઓએ ઈસ્લામ ધર્મનો સ્વીકાર કર્યો. જે લોકો ઈસ્લામના દુશ્મન હતા તેઓ ઈસ્લામના આજ્ઞાધીન બનતાં ઈમાનના દાયરામાં આવ્યા. ઈસ્લામનાં સંપર્કના પરિણામે તુર્કોએ કલાની સૂઝ મેળવી અને રાજકારણમાં આગલી પ્રણાલિ પ્રાપ્ત કરી. લશ્કરી અને વહીવટી તંત્રના આદર્શો યોગ્ય રીતે પ્રાપ્ત કર્યા. આરબો પાસેથી તેમણે વિજ્ઞાન, આર્થિક–સામાજિક સિદ્ધાંતો તથા ધાર્મિક કાનૂન મેળવ્યા. તુર્કો મધ્ય એશિયામાં રહ્યા ત્યાં સુધી તેમની પાસે પુસ્તક રૂપે કોઈ સાહિત્ય ન હતું. પરંતુ ઈસ્લામના સંપર્કમાં આવ્યા પછી લેખિત સાહિત્યની જરૂર ઉભી થતાં તેમણે સિરીયન લિપિનો સ્વીકાર કર્યો. ઈસ્લામીકરણ થતાં તેમણે અરબી લિપિ અપનાવી ધર્મ, વિજ્ઞાન, કાયદો અને સાહિત્ય અંગેના હજારો શબ્દો તેમણે અરબી, ફારસીમાંથી અપનાવ્યા. મુત્સદ્દીગીરી, સ્થાપત્ય અને કાવ્યમાં તેમનું અનોખું પ્રદાન છે.

ઓટોમન સામ્રાજ્યનાં પ્રજાજનોમાં આરબો, સિરીયનો, ઈરાકીઓ, ઈજિપ્તવાસીઓ, બર્બરો, તુર્કો, આર્મિનીયનો, સ્લાવો, ગ્રીક અને આલ્બેનિયનો હતા. અનેક ભાષાઓ ધર્મભાવના અને જીવંત પ્રણાલિવાળી આ વિવિધ પ્રજાઓને ઉસ્માની તુર્ક સુલ્તાનોએ એકત્ર રાખી જગત સમક્ષ અનોખી પ્રણાલિનો ઈતિહાસ મૂકી ગયેલ છે.

## મુસ્લિમ વિશ્વનો વારસો

**– જિમ અલ ખલીલી.**

(લેખકઃ–યુનિવર્સિટી ઓફ સરેમા ભૌતિક શાસ્ત્રના પ્રોફેસર અને ૨૦૦૭ માં રોયલ સોસાયટીનો માઈકલ ફરાડે એવોર્ડ મેળવ્યો હતો.)

આરબ વિશ્વ અને મધ્ય એશિયામાં કયારેય અંત ન આવતી હોય તેવી સમસ્યાઓ, હિંસા વગેરેના ન્યૂઝ ચેનલોમાં અહેવાલોને જોતાં પાશ્ચાત્ય દેશો આ દેશોની સંસ્કૃતિને પછાત ગણે અને તેમના ધર્મને સૌથી રૂઢિચુસ્ત અને હિંસક તથા કટ્ટરવાદી ગણે તો તેમાં કોઈને સ્વાભાવિક જ આશ્ચર્ય ન થાય. જો કે વિશ્વને એ યાદ

કરાવવું ઉચિત છે કે તે હજારો વર્ષો પૂર્વે પાશ્ચાત્ય દેશોએ આરબ અને મુસ્લિમ વિચારકો પાસે જ મેળવી છે.

બૌદ્ધિકતા મારફત મેળવાતી પ્રગતિ સારી બાબત છે. જ્ઞાન હંમેશા અજ્ઞાનતા કરતા સારું હોય છે. ઈસ્લામિક વિશ્વમાં નવમી સદીમાં અબ્ જાફર અબ્દુલ્લા અલ મામુન સૌથી મહાન શાસક થઈ ગયા છે. તે ખલીફા હારૂન અલ રસીદના પુત્ર થાય છે.

ગેલિલિયો જેવાના આગમન અને યુરોપિયન નવ જાગૃતિના સમય સુધી આ બાબત બંધબેસતી લાગતી નથી. આ બન્ને સમયગાળા વચ્ચેના ૧૦૦૦ વર્ષના સમયને અંધકારયુગ તરીકે ઓળખવામાં આવે છે. પરંતુ મામુને જે વૈજ્ઞાનિકો અને તત્વચિંતકો એકઠા કર્યા હતા અને જેમના પર મામુનને વિશ્વાસ હતો તેમણે વૈજ્ઞાનિક સિદ્ધિઓ મેળવી હતી અને આ બાબત ગ્રીક અથવા નવ જાગૃતિના સમય જેટલી જ મહત્વની બાબત છે. યુરોપિયનો માટે જે અંધાર યુગ હતો તે સમગ્ર વિશ્વ માટે પણ હતો તેમ ચોકકસપણે કહી શકાય નહી. કેટલાક ઈસ્લામિક તજજ્ઞો પાશ્ચાત્ય વિશ્વમાં પણ ખૂબ જ પ્રખ્યાત છે. ઈ.સ. પૂર્વે ૯૮૦ માં જન્મેલા પર્સિયન તત્વચિંતક એવિસેન્નાનો મધ્યયુગના મહાન ચિંતકોમાં સમાવેશ થાય છે. જો કે એવિસેન્ના અનેક ક્ષેત્રો પર પ્રભુત્વ ધરાવતા ન હતા. જયારે તેમના કરતા ઓછા પ્રખ્યાત પર્સિયન અબૂ રેહાન અલ–બિરૂની અનેક ક્ષેત્રોમાં નિપુણ હતા. બિરૂનીએ તેજસ્વી તત્વચિંતક તરીકે ખ્યાતિ મેળવવાની સાથે ગણિતશાસ્ત્રી, ખગોળશાસ્ત્રી, ધર્મશાસ્ત્રોના તજજ્ઞો, ભાષાવિદ, ઈતિહાસકાર, ભુગોળશાસ્ત્રી, વૈદ્ય અને રસાયણશાસ્ત્રી તરીકે પણ નામના મેળવી હતી. તેમને ભુગોળશાસ્ત્ર અને માનવશાસ્ત્રના જનક તરીકે પણ ઓળ ખવામાં આવે છે. તેમ છતાં પાશ્વત્ય વિશ્વમાં બિરૂનીને ભાગ્યે જ કોઈ ઓળખે છે.

અરેબિક વિજ્ઞાનની અનેક સિદ્ધિઓ આશ્ચર્યજનક છે. જેમ કે, કોપરનિકસની બૌદ્ધિક પ્રતિભા પર કોઈને શંકા જાય નહી અને તેના સૂર્યમાળાના હિલિઓસેન્ટ્રિક મોડેલને આધુનિક અવકાશ યુગનો પાયો ગણવામાં આવે છે. જો કે બહુ ઓછા લોકો જાણે છે કે તેણે જે સંશોધન કર્યુ હતું તે આરબ ખગોળશાસ્ત્રીઓએ સદીઓ પહેલા શોધી કાઢયું હતું. તેમણે ૧૪ મી સદીના સિરીયન ખગોળશાસ્ત્રી ઈબ્ને અલ શાતિરના દસ્તાવેજોમાંથી કેટલીક ગણતરીઓ અને ડાયોગ્રામ્સ લીધા હતા. આપણા પાઠય પુસ્તકોમાં આ બાબતનો ઉલ્લેખ શા માટે થતો નથી તે એક મોટો પ્રશ્ન છે. તે જ રીતે આપણને શિખવાડવામાં આવે છે કે અંગ્રેજ ડોકટર વિલિયમ હાર્વે વિશ્વના સૌ પ્રથમ ડોકટર હતા. જેમણે ૧૬૧૬ માં રકત સંચાર અને સાચું વર્ણન કર્યુ હતું જયારે હકીકત તેમ નથી. આ સંદર્ભમાં એકદમ સાચી ગણતરી ૧૩મી સદીના એન્ડાલ્યુસિયન ડોકટર

ઈબ્ને અલ–નફીસે કરી હતી.

ઉપરાંત શાળામાં આપણને ભણાવાય છે કે આધુનિક પ્રકાશનના જનક ન્યૂટન છે. શાળાના વિજ્ઞાનના પુસ્તકોમાં લેન્સ અને પ્રિઝમ, કુદરતી પ્રકાશનો અભ્યાસ અને તેનું પરાવર્તન, મેઘ ધનુષના રંગોમાં પ્રકાશનું વિઘટન વગેરેના પ્રખ્યાત પ્રયોગો દર્શાવવામાં આવ્યા છે. પરંતુ હકીકતમાં ન્યૂટનના ૭૦૦ વર્ષ અગાઉના આ બધા નિયમો અન્ય કોઈએ શોધી કાઢયા હતા. આ મહાન વૈજ્ઞાનિક ઈરાકી ઈબ્ને અલ–હૈજામ હતા. તેમનો જન્મ ઈ.સ. પૂર્વે ૯૬૫ માં થયો હતો. તેમને વિશ્વના સૌ પ્રથમ ભૌતિકશાસ્ત્રી માનવામાં આવે છે. ઉપરાંત બેકન અને ડેસ્કેટસ જેવા નવ જાગૃતિ સમયના વિદ્વાનોના ઘણા સમય પહેલાં તેમને આધુનિક વૈજ્ઞાનિક પદ્ધતિના જનક તરીકે ઓળખવામાં આવે છે.

આનાથી પણ વધુ આશ્ચર્યજનક બાબત એ છે કે ડાર્વિનના હજારો વર્ષ પહેલા નવમી સદીના ઈરાકી પ્રાણીશાસ્ત્રી અલ–જહિથે કુદરતી પસંદગીની રૂડિમેન્ટરી થિયરી વિકસાવી હતી. તેમના પુસ્તક બુક ઓફ એનિમલમાં જહિથે દર્શાવ્યું છે કે કેવી રીતે વાતાવરણ પ્રજાતિઓની રચના, તે સ્વીકારવા પર તેમના પર દબાણ અને ભાવિ પેઢીઓ માટે નવી પેઢીઓમાં તેના આરોપણ પર અસર કરે છે. સ્વાભાવિક રીતે જ અબ્બાસિડની વૈજ્ઞાનિક ક્રાંતિને ધ્યાન પર લેવામાં આવી નથી. ખ્રિસ્તી ધર્મે વિશ્વના તેના પ્રસાર દરમ્યાન સદીઓ સુધી મૂળ વૈજ્ઞાનિક તથ્યોને પ્રોત્સાહિત કરવા સિવાય બીજું કશું કર્યું નથી. નવમી સદીના પ્રારંભ અને ૧૧મી સદીના અંત વચ્ચે ઈસ્લામ ધર્મ મુકત વિચારધારા, સહિષ્ણુતા અને બૌદ્ધિકવાદનો પ્રતીક હતો.

અરેબિક વિજ્ઞાનના સુવર્ણયુગના પતનનો ૧૧મી સદીના અંતથી પ્રારંભ થયો. આ માટે અનેક કારણોને જવાબદાર ઠેરવાય છે. કેટલાક લોકો ૧૨૫૮ માં બગ્દાદ પર મોંગલોના આક્રમણને તો કેટલાક લોકો વિજ્ઞાન અંગે ઈસ્લામિક ધર્મશાસ્ત્રોમાં બદલાયેલા વલણને જવાબદાર ઠેરવે છે, પરંતુ તેનું સાચું કારણ અબ્બાસી શાસનનું પતન અને વિજ્ઞાન પ્રત્યે નબળા શાસકોની ઉદાસીનતા છે. પરંતુ આ બાબતનો અત્યારે શો અર્થ છે. હકીકતમાં સાંસ્કૃતિક અને ધાર્મિક તંગદિલી વધી રહી છે તેવા સમયમાં આ ઈતિહાસને ધ્યાનમાં રાખતા પાશ્ચાત્ય દેશોએ ઈસ્લામિક વિશ્વને નવી આંખે જાવાની જરૂર છે. તેનાથી પણ વધુ મહત્વની બાબત એ છે કે ઈસ્લામિક વિશ્વે પોતાને નવી નજરે નિહાળવાની અને તેના સમૃદ્ધ અને ભવ્ય વારસાનો ગર્વ લેવાની જરૂર છે. તેમણે ધર્મમાંથી કટ્ટરવાદ દૂર કરી આ સમયના મૂલ્યો પ્રોત્સાહિત કરવા જોઈએ. (સૌજન્ય – "ગુજરાત ટુડે")